દીપના તેજ સમ જાણ્યું અસારને,
વાયુ વાતાં બુઝ્યા એ જ્યોતિ:
સફળ કર જીવન આ જ્ઞાનના પાનથી.
આત્મ-પરમાત્મનો સંગ થાશે.

સ્વ૦ શાંતિલાલ

(આ પુસ્તકનું પાનું ૮૯, આત્મબોધ)

# શાન્તિ નિકુંજ

卐

સ્વ૦

**શાન્તિલાલ છોટાલાલ**

**શાહ**

એમના ગદ્ય-પદ્ય લેખોનો

સંગ્રહ

卐

સ્વર્ગસ્થના

સન્મિત્રોની

સ્મરણસુવાસ સાથે

પ્રકાશકો :

મધુભાઈ હ૦ કાંટાવાળા
કેશવ હ૦ શેઠ
યજ્ઞેશ હ૦ શુક્લ
શાંતિસ્મારક-પ્રકાશન સમિતિના
સભ્યો



પ્રથમાવૃત્તિ ◆ કિંમત એક રૂપિયો ◆ પ્રત, ૫૦૦

તા ૩૧. જુલાઈ ૧૯૩૦
(સ્વર્ગસ્થની પહેલી સાંવત્સરી)

મુદ્રક ; મુદ્રણસ્થાન
કેશવ હ૦ શેઠ
ખડાયતા મુદ્રણકલા મન્દિર
ચારરસ્તા, અમદાવાદ

# અનુક્રમણિકા

# પ્રકાશન સમિતિનું નિવેદન

**ઉમરેઠના** વતની અને વલસાડના રહેવાસી ભાઇ **શાન્તિલાલ છોટાલાલ શાહનું** તા. ૩૧મી જુલાઇ, ૧૯૨૯ ને રોજ અવસાન થયા પછી, નીચેની યોજના પત્રિકારૂપે પ્રસિદ્ધ થઇને એમના સ્નેહી સમ્બન્ધીઓમાં અને જ્ઞાતિજનોમાં વહેંચાઇ હતીઃ—

## સ્વ૦ શાંતિ સ્મારક યોજના

**ખડાયતા** જ્ઞાતિના આશાસ્પદ લેખક શ્રી. **શાન્તિલાલ છોટાલાલ શાહનો**, એકવીસ વર્ષ જેટલી ભરયુવાન વયે વૈકુંઠવાસ થયાના શોકસમાચાર, ખડાયતામિત્ર ઉપરાંત ગૂજરાતનાં ઘણાં પત્રોમાં અત્યાર પહેલાં પ્રસિદ્ધ થઇ ચૂક્યા છે. એ ભાઇ કોણ હતા, કેવા હતા, તેમને લેખનશક્તિ અને ચિત્રકલા કેવી વરી હતી અને એમનું ખીલતું જીવન કેવી પ્રશસ્ત મહત્વાકાંક્ષાઓથી ભરપૂર હતું, તેની આછી રૂપરેખા ખડાયતામિત્રના ભાદ્રપદ/૮૫ ના અંકમાં પ્રસિદ્ધ થએલી છે.

ભાઇ શાન્તિભાઇની એ સઘળી અશાઓ ને ઉમેદો

ક્રૂર કાળે છીનવી લીધી, અને એમના મનના મનોરથ-એમનાં આદર્યાં-અધુરાં રહ્યાં. હવે એમની જ્ઞાતિ, એમના મિત્રો, એ ભાઇના લેખો ને ચિત્રો વડે પોતપોતાનાં સામયિકોને અલંકૃત કરનાર પત્રકારો-સ્વર્ગસ્થ પાછળ બે આંસુ સારે, શોકના બે શબ્દો બોલે કે લખે અને ભાઈ શાંતિના આત્માને શાંતિ મળે એવી ઇષ્ટ પ્રાર્થના કરે, એથી એ પુણ્યાત્માને ખરેખર શાંતિ મળે, એમ જો મારીઠોકીને મનને મનાવીએ તો જુદી વાત છે.

આ સંબંધમાં, સ્વર્ગસ્થના કેટલાક સહૃદયી મિત્રોએ દીર્ઘ વિચારને અંતે એમ ઠરાવ્યું છે, કેઃ—

૧. સ્વર્ગસ્થની પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ કાવ્યકૃતિઓ અને ચિત્રોનો પુસ્તક સ્વરૂપે સંગ્રહ તૈયાર કરીને પ્રકટ કરવો,

૨. સંગ્રહની યોગ્ય ચુંટણી માટે (૧) શ્રી. મટુભાઇ હ. કાંટાવાળા (૨) શ્રી. કેશવ હ. શેઠ અને (૩) શ્રી. યજ્ઞેશ હ. શુકલ, એ ત્રણ જણની સમિતિ નીમવી,

૩. પસન્દગી પામેલી કૃતિઓ ને ચિત્રોના છાપકામ માટેનું ભંડોળ ખોલવું,

૪. ભંડોળ અને સ્મારક-પુસ્તકમાંથી જે ઉત્પન્ન થાય, તે રકમ, ભાઇ શાંતિલાલની જ જ્ઞાતિના "ખડાયતા કેળવણી મંડળ"ને ટ્રસ્ટરૂપે સુપરત કરવી-જેનું વાર્ષિક વ્યાજ, ઉપરની સમિતિ ઉપરાંત સ્વર્ગસ્થના પિતાશ્રી છોટાલાલભાઇ ઠરાવે તે શરતોએ જ્ઞાતિના વિદ્યાર્થીવર્ગમાં વહેંચાતું રહે.

પ્રસ્તુત યોજનાથી સ્વ. ભાઇ શાંતિના આત્માનું સાચું તર્પણ થાય એમ અમને લાગે છેઃ—

૧. એમનું સાહિત્યકલા સર્જન પુસ્તક સ્વરૂપે કાયમ રહેશે;

૨. સ્મારકભંડોળથી ભાઇ શાંતિનું નામ કાયમ રહેશે.

## બક્ષીસદાતાઓ

જણાવતાં આનંદ થાય છે, કે પત્રિકાને સંતોષપ્રદ જવાબ મળ્યો—અર્થાત્ પત્રિકા પ્રસિદ્ધ થયા પછી નીચેની રકમો, સાથે જણાવેલા સજ્જનો તરફથી મળીઃ—

| | | |
|---|---|---|
| ૫૧—૦—૦ | શ્રી. છોટાલાલ ભુરાભાઇ શાહ, | વલસાડ |
| ૫૦—૦—૦ | બાઇ આવાંબાઇ હાઇસ્કુલ, | ,, |
| ૨૫—૦—૦ | શ્રી. બાલુભાઇ ટી. દેસાઇ | મુંબઇ |
| ૨૫—૦—૦ | શ્રી. રતિલાલ નારણદાસ ગામી | દિલ્હી |
| ૧૫—૦—૦ | જનોડ એકડાના યુવક મંડળ તરફથી—શાન્તિલાલ નાથજીભાઇ શાહ માર્ફત, | મુંબઇ |
| ૧૫—૦—૦ | સર જે. જે. એંગ્લો વર્નાકયુલર સ્કુલ, | વલસાડ |
| ૧૧—૦—૦ | સ્વ. શાંતિલાલના મામાઓ તરફથી | |
| ૧૧—૦—૦ | શ્રી. મટુભાઇ હ૦ કાંટાવાળા, | વડોદરા |
| ૧૦—૦—૦ | શ્રી. મણીશંકર દુર્લભરામ શુકલ | વલસાડ |
| ૫—૪—૦ | શેઠ નરહરલાલ હિંમતલાલ | ,, |
| ૫—૦—૦ | શ્રી. ખડાયતા પ્રેસ, | અમદાવાદ |
| ૫—૦—૦ | શ્રી. નારાયણ હરિકૃષ્ણ જોશી | વલસાડ |
| ૫—૦—૦ | શ્રી. મણિશંકર ભાનુશંકર વૈદ્ય | ,, |
| ૫—૦—૦ | શ્રી. લલ્લુભાઈ બિસ્કુટવાળા | ,, |
| ૫—૦—૦ | શ્રી. જમનાદાસ લલ્લુભાઇ દેસાઇ, | અમદાવાદ |
| ૫—૦—૦ | શ્રી. રમણીકલાલ જયચંદભાઇ દલાલ, | ,, |
| ૫—૦—૦ | શ્રી. જનાર્દન ન્હાનાભાઇ પ્રભાકર, | ઉંડાચ |
| ૫—૦—૦ | શ્રી. જમનાદાસ સી. એરૂંઝા | મલાડ |
| ૩—૦—૦ | શ્રી. યશવંત મ. દેસાઇ | મુંબઇ |
| ૨—૦—૦ | શ્રી. ઉત્સવલાલ લ. શાહ | ,, |
| ૨—૦—૦ | શ્રી. નાગરદાસ ઇ. પટેલ | ,, |
| ૨—૦—૦ | શ્રી. જમનાદાસ પુરૂષોત્તમદાસ સોની | ,, |
| ૨—૦—૦ | શ્રી. દિનમણિશંકર ભગવાન શુકલ, | વલસાડ |
| ૨—૦—૦ | શ્રી. મણિશંકર ભાનુશંકર ભટ્ટ | ,, |

| | | |
|---|---|---|
| ૧–૦–૦ | શ્રી. અંબેલાલ ભાનુશંકર ભટ્ટ | ,, |
| ૧–૦–૦ | ડૉ. સૂરજલાલ હ. પરિખ | ,, |
| ૧–૦–૦ | શ્રી. રણછોડજી ભીખાભાઇ દેસાઇ | ,, |
| ૧–૦–૦ | શ્રી. જેવચલાલ કાપડીઆ | ,, |
| રૂા. ૨૭૫–૪–૦ | | |

**વ્યવસ્થા**

**ત્યાર પછી** " **શાન્તિનિકુંજ** " છાપી પ્રસિદ્ધ કરવાની તૈયારીઓ થઇ, અને સ્વર્ગસ્થનાં પુષ્કળ લખાણમાંથી ચાળી કહાડેલા લેખો એકઠા કરીને આજ તેમની પહેલી સંવત્સરી પ્રસંગે જનતા સમક્ષ સમિતિ રજુ કરે છે. એનું ખર્ચ જતાં જે કાંઇ બચશે તે તથા પુસ્તકમાંથી આવક થશે તે તમામ રકમ, પત્રિકામાં જણાવ્યા પ્રમાણે ભાઇ શાંતિલાલની જ્ઞાતિના કેળવણીમંડળને સોંપવા જોઇએ; પરંતુ પત્રિકા પ્રસિદ્ધ થયા પછી, નાણાંની મોટી રકમ જ્ઞાતિમાંથી નહિ, પણ જ્ઞાતિબહારથી મળેલી હોવાથી વધુમતે એમ ઠર્યું છે કે વ્યાજે મૂકવાની રકમ સમિતિને જ હસ્તક રાખવી અને ભાઈ શાંતિલાલની દર સંવત્સરી ટાંકણે મૂળ મૂડી કાયમ રાખી, તેના વ્યાજનો ઉપયોગ સાહિત્ય કે ચિત્રકલાની હરિફાઇના ઇનામ તરીકે કરવો; જેમાં હરકોઇ સાહિત્યરસજ્ઞ કે કલાવિદ ભાગ લઇ શકે. આશા છે કે બક્ષીસદાતાઓને પ્રસ્તુત યોજના પસન્દ પડશે.

સ્મારકભંડોળના ઉત્પન્ન–ખર્ચનો હિસાબ, આ પુસ્તકની પ્રસિદ્ધિ પછી તરત જ, બક્ષીસદાતાઓને પહોંચાડવામાં આવશે.

બક્ષીસદાતાઓની કિમતી મદદ માટે તેમના આભારી છીએ.

મટુભાઇ હ. કાંટાવાળા
કેશવ હ. શેઠ
યજ્ઞેશ હ. શુકલ
શાન્તિ સ્મારક પ્રકાશન સમિતિના સભ્યો

# વસ્તુનિર્દેશ

કોઇને વિષે કવિ પ્રશસ્તિ રચે, ચિત્રકાર છબી ચીતરે, શિલ્પી મૂર્તિ ઘડે, સ્વજનો 'સંભારણું' રાખે–ભલે; પણ સ્વર્ગસ્થનું એ ખરૂં સ્મારક નથી; સ્મારકનું કેવળ કલેવર છે.

એ કાંઈ એવી માટીનો મિનારો નથી, જે પરહાથે ચણી શકાય. જીન્દગીનો સ્મારકસ્તૂપ જાતે જ ચણાય છે અને જીવન્ત અવસ્થામાં.

જેવી સેવા, તેવું સ્મારકઃ કોઇ પૂછે, કે 'સ્મારકની આયુષ્યમર્યાદા કેટલી?' હું કહું, કે 'એમાં ચારિત્ર્ય ને શક્તિ ખર્ચાયાં હોય એટલી.'

'છે', તેને 'હતા'નાં સ્મરણ સારૂ સ્મારકને જાળવવાની જરૂર છે.

તે જુદી જુદી રીતે જળવાય છે–અથવા જાળવવાના પ્રયત્નો થાય છે; કેમ કે જાળવણીનાં નિમિત્ત કે લક્ષ્ય જુદાં જુદાં હોય છે.

બહુ વ્યાપક અર્થે અને અતિશય સ્થૂળ ભાવનાએ ઘટાવીએ, તો પોતાના પૂર્વજની પાછળ તેનો વંશજ વાસણનું લ્હાણું કરે–પ્રત્યેક વાસણે સ્વર્ગસ્થનું નામ ટંકાવીને; તો જ્ઞાતિની દૃષ્ટિએ સદ્‌ગતનું એ 'સ્મારક' થયું !

ચોતરા ને વિશ્રામઘાટ, જળાશયો ને અન્નક્ષેત્રો, વાડીઓ ને ધર્મશાળાઓ, દેવસ્થાનો ને આશ્રમ–વિશ્રામો, વિહાર-સ્થાનો ને વિદ્યાવૃત્તિઓ; સૌ જુદી જુદી જાતનાં ને જુદા જુદા લક્ષ્યનાં સ્મારક છે–જે, પ્રધાન અંશે નિસ્બત

ધરાવે છે **નામ** સાથે; સ્વર્ગસ્થની **નામના**–એની નામનાનો મહિમા–નો જે હોય તે.

**મ**હિમાવાળાં સ્મારક કેટલીકવાર કોઢડા જેવાં ય બની જાય છે. આપણે ઉદાહરણ લઇએ આગ્રાના તાજનું કે ડભોઇની એક ભાગોળના દરવાજાનું: બન્ને સ્મારકો છે; એક પ્રેમનું, બીજું રાજવીની પ્રભુતાનું; છતાં આપણે જોઇએ છીએ, કે તાજ સ્થાપત્યની કમનીય કલાનું અને હીરા ભાગોળનો દરવાજો શહીદ કળાકાર હીરા કડિયાનું સ્મારક બની ગયાં છે !

**અ**હીંથી આગળ ચાલીએ: સંસારની અશાન્તિને, માયાને તૃષ્ણાને, બોજાને, વ્હેતા મૂકી, બેઘડી બુર્જેખમોશાં*ની હવા લઇએ: ત્યાં શું જણાય છે? ગત સ્વજનોની અક્ષરમૂર્તિઓ અથવા ભાવ કે ભાવનાશબ્દોનું આલેખન કરાવતા નર્યા આરસ નજરે ચડે છે–આપણે અહીં, તેમ ઇતર દેશોમાં પણ.

**જે**મ કે **મિલાન**: મુસોલિનીના એ વતનનું કબ્રસ્તાન, એટલે જાણે સ્વજનોનાં સ્મારકનું પ્રદર્શન ! ત્યાં આરસની તક્તીઓ જ નથી; સ્મારકની **મૂર્તિઓથી**, કોતરાયલા સંખ્યાબન્ધ સંગેમરમર જોશો ! જન્નતનશીન થએલી માશુકની દરગાહપર, એના વિયોગે વ્યગ્ર ને વ્યાકુળ બનેલા બેદિલ આશકની આરસમૂર્તિ ઉભી કરેલી હશે કે માશુકને આ ફાની આલમમાં મૂકીને ગુજરી ગએલા આશકની આરામગાહપર, પોતાની પ્યારી સનમનું, ચુમ્બન કરતું પૂતળું દૃષ્ટિગોચર થશે; વળી વિદેહ વત્સને ભેટી પડતાં માતપિતાનાં પુતળાં પણ દેખાશે !

* Tower of silence

૧૫૩૦૮

વ્યક્તિગત કે સાર્વજનિક, ભિન્નભિન્ન દૃષ્ટિ અને વૃત્તિ-વાળાં સ્મારકો ધરતીના પટપર મોજુદ છે.

એમાંની એક જાત, તે સાહિત્યદ્વારા રખાતાં (કે સ્થપાતાં ?) સ્મારકોની. દા૦ ખ૦ 'ચિત્રદર્શનો,' જીવનચરિત્રો; રેખા-ચિત્રો, સ્મરણમુકુર વગેરે. સ્મારકની હરોળમાં મૂકાય એવું આમાંથી ઘણું મળી આવે. એથી આગળ વધીને હું તો એમ પણ કહું, કે ક્રાર્બસવિરહ, કલાપીવિરહ, ટેનીસનનું In memorium કે મિત્રને સમ્બોધીને શેક્સ્પિયરે લખેલાં કેટલાંક સોનેટસ્ કે સ્મરણસંહિતા વગેરે સૌ સ્મારકના જ અવશેષો છે.

જાણવા પ્રમાણે, ગુજરાતી સાહિત્યમાં સ્મારકની નવી ભાત પાડી સ્વ. હાજીના ગુણાનુરાગીઓએ; ' હાજી મહમ્મદ સ્મારક ગ્રંથ' કહાડીને. ત્યાર પછી જ કાન્તમાલા, વસન્ત રજત અંક તથા થોડાંક બીજાં સ્મારક પુસ્તકો ગુજરા-તને મળ્યાં : આજ એમાં 'શાન્તિનિકુંજ' ઉમેરાય છે.

'શાન્તિનિકુંજ' એટલે 'કાલેલકરના લેખો'માં અમર થયલા 'ઉમરેઠ'ના વતની અને વલસાડના નિવાસી સાહિત્ય-રસિક ભાઇ શાન્તિલાલ છોટાલાલ શાહ સર્જિત વાઙ્મયની ફૂલવેલગુંથી કલાકુંજ.

એ કુંજઘટાના પ્રવેશદ્વારે સ્વર્ગસ્થ શાન્તિની ' સ્મરણ સુવાસ ' મઘમઘી રહે છે. નિરીક્ષક ન ભૂલે, કે એ માત્ર સ્મરણોની સુવાસ છે. X Rays થી દેહભિતરના કોઈ ભાગની છબી પડે છે એવી ભાઇ શાન્તિલાલના માનસની, એ હૂબહૂ છબી નથી–એવી આદૃલ છબી ઉતારવાની ' ફોટોગ્રાફી ' અતિ વસમી પણ છે; ખરી તસ્બીર તો તે, જેમાં વ્યક્તિના ગુણનો, સ્વભાવનો,

લક્ષણનો, હૃદય અને માનસનો રંગ, નહિ આછો કે નહિ ઘટ્ટ, પણ ઘટિત પ્રમાણમાં પૂરાયો હોય: એવી હથોટી માટે જે સંયમ જોઇએ તેની તો વિરલ વિદ્વાનોમાંય અછત માલમ પડતી હોય, ત્યાં શબ્દચિત્રનું સ્થાન સ્મૃતિચિત્ર લે, તો તે સત્કારી લેવાવું જોઇએ. વાચકો જોશે, કે ભાઇ શાન્તિના સન્મિત્રોએ સહવાસ અને મૈત્રીની લાગણીથી દોરવાઇને, પોતપોતાને પડેલી છાપ 'સ્મરણસુવાસ'માં છપાવી છે—એવા છ લેખ છે અને દરેકમાં, એકબીજાથી ભિન્ન એકએક વિશિષ્ટ ભાવના આલેખાયલી છે.

એ ખરૂં કે ભાઇ શાન્તિ સમર્થ કવિ નહતો, અનન્ય કલાવિદ નહતો, પીઢ સાક્ષર નહતો, જીભે રમી રહે એવો પ્રૌઢ સમાજસુધારક નહતો—શાન્તિ "વ્યોમ દીપ—રવિ" નહતો; તથાપિ, એ "ઘરદીવડા"એ કુળ કુટુમ્બને અજવાળ્યું હતું; તેની જ્યોતનાં Reflection સાહિત્ય અને સમાજની ભૂમિકા સુધી ન પહોંચ્યાં હત, તો શાન્તિની અવસાનનોંધ શિષ્ટપત્રોમાં કેમ વંચાત ?

જીન્દગીની પહેલી પચ્ચીસીને વટાવતા પહેલાં જ પ્રભુપ્રેર્યો પાર્ષદ તેને આપણી કનેથી ઉપાડી ગયો ! એકવીસ વર્ષના એક સુકુમાળ, એકાન્તસેવી, સ્વાશ્રયી, નબળા બાંધાના અને અભ્યાસી નૌજવાન પાસે, ગુજરાત ! તું કેટલીક આશા રાખે ? નિર્લોભપણે ઇચ્છી શકીએ એવો તો એ અવશ્ય થઇ ગયો, એટલું, તેનું જીવન અને કવન જોનારને કબુલવું જ પડશે.

એના જીવનકવનની ઝાંખી આ પુસ્તક કરાવે છે જ. 'શાન્તિનિકુંજ'ના વાચકને સ્વીકારવું પડશે, કે શાન્તિ એટલે

સ્વદેશીવ્રતનો પાલક: શાન્તિ એટલે સિદ્ધાન્તનો પૂજારી; શાન્તિ એટલે સંકલ્પના ફલિતાર્થનો દૃઢ આગ્રહી–પછી ટીકા, અન્તરાય, અપવાદનાં વ્હાય તેવાં નડતર નડો; પરવા નહિ! અને શાન્તિ એટલે સાહિત્ય અને કલાનો ઉપાસક.

ભાઈ શાન્તિના સ્વાધ્યાયમાં કવિતાની ચમક હતી: અંકુરિત થએલી પ્રતિભા હતી; એની ચિત્રપીંછી પાવરધી થતી જણાતી; શાંતિની અભ્યાસ અને અવલોકનશકિત વિકાસક્રમને ચીલે ચડી ચૂકી હતી. શાંતિના સદ્ચારિત્ર્યનો અને એની શક્તિનો સમગ્ર સરવાળો તે 'શાન્તિનિકુંજ.' જન્મ અને જીવનદાતાને વફાદાર રહી, સ્વશક્તિ ખર્ચીને, જીવન્ત અવસ્થામાં, અગમ્ય રીતે, નિજસ્મારકનું જે ચણતર આરમ્ભેલું, તે જ આ પુસ્તકરૂપ કલેવરના ભિતર ભાગમાં સંગઠિત થયું છે.

શાન્તિનિકુંજમાં પાંચ ગદ્ય લેખો છે અને મોટાં નાનાં મળીને, વર્ગીકરણયુકત તેતરીસ કાવ્યગીતો* છે. ગદ્ય લેખોમાં ભાઈ શાન્તિનું સ્વતંત્ર વ્યકિતત્વ અને તેની વિચારકપણાની વૃત્તિ તરી આવે છે જ; કાવ્યગીતો વિષે સળંગ–એકજ વાકય લખું, તો એમાંથી કુદરતના વિહારીને, પ્રેમના પિપાસુને, સંસારના સત્સંગીને અને બાલકોના વત્સલવિનોદીને કોઇ નહિ ને કોઇ કાવ્યપંક્તિ અને પંક્તિ નહિ તો ઉર્મિલહરી અવશ્ય સ્પર્શશે, એ વિષે મને બીલકુલ શક નથી.

* * *

---

* સિવાય સદ્ગતનું બીજું સ્મારક, તે તેના નેતૃત્વહેઠળનું હસ્તલિખિત માસિક 'અશોક'

વસ્તુનિર્દેશમાંથી વદાય લેતા પહેલાં છેલ્લી બે વાતો લખ-વાની રહે છે; (૧) ભાઇ શાન્તિના સન્મિત્રો-વિશેષ અંશે ભાઈ યજ્ઞેશ હ૦ શુક્લ—નો આગ્રહ ન હત, તો આ પુસ્તક પ્રકટ થાત કે પડતું મૂકાત એ પ્રશ્ન કોયડા જેવો રહેવા પામત; ભાઇ શાન્તિના ગુણાનુરાગીઓએ તેના આ સ્મારકપર નગદનાણાંની ફૂલપાંખડી ન ચડાવી હત, ત્હોય પુસ્તક-પ્રકાશનનું કામ મુશ્કેલ બનત: ભાઇ શાંતિના સહચારીઓએ 'સ્મરણસુવાસ' દઇને સદ્‌ગત વિષે પોતપોતાને પડેલી છાપ પ્રતિબિમ્બિત કરી આપી ન હત, તો શાન્તિના માનસની-એના હૃદયની-કિનારીએ પહોંચવાનો માર્ગ આટલો સરળ ન બન્યો હત: એ સૌનો, પ્રકાશન સમિતિ તરફથી આભાર માનું છું. (૨) ઉમેદ તો એવી હતી કે આ પુસ્તકનો ઉપોદ્‌ઘાત મુરબ્બી શ્રી મટુભાઈ તરફથી મળશે: તેમ ન બન્યું, ત્યારે શ્રીયુત રામનારાયણ પાઠકને વિનવણી થઇ: તેમણે માગણી પ્રત્યે કાંઇક સહાનુભૂતિ દર્શાવી ખરી; પરન્તુ ઉપોદ્‌ઘાત લખવાનો જોગ મળે તે પહેલાં તો 'ન્યાય, કાયદા અને વ્યવસ્થા'થી સ્થાપિત થએલી સરકારે, આપણી પાસેથી તેમને છીનવી લીધા!

'વસ્તુનિર્દેશ' લખવાની અનિવાર્ય ફરજ આ કલમને ફાળે શી રીતે આવી, તેનો આ ટુંકો ઇતિહાસ!

એક વતનબન્ધુ અથવા સાહિત્યસહચારી ભાઇ શાન્તિનું આ રીતેય યત્કિંચિત્ ઋણ અદા થતું હશે તો મનને સંતોષ મળશે.

**કેશવ હ૦ શેઠ**

૧

ફૂલ કરમાયું છે, છતાંય તેની સુવાસ ચોમેર પ્રસરી રહી છે અને રહેશે. પંચભૂતનો બનેલો દેહ અગ્નિમાં ભસ્મીભૂત થઇ ગયો છે, છતાંય એમાં રહેલો અમર આત્મા નજર સામે ઉભો છે; સદાય જીવતો, દિગન્તમાં-અનંતમાં વિલસી રહ્યો છે. જીવન અને મરણનો ઉપક્રમ કુદરતે નક્કી જ કરેલો છે. સૌ કોઇને એનો સ્વીકાર કર્યે જ છુટકો. ગમે તેવા નાસ્તિકને પણ એટલી એક જ બાબત, મનુષ્ય કરતાં વિશેષ સત્તાવાળું કંઇક છે, એમ માનવાની ફરજ પાડે છે. નાસ્તિકોનું-નિરીશ્વરવાદીઓનું એ 'કાંઇક.' તે આપણો ઇશ્વરવાદીઓનો ઇશ્વર.

જન્મે છે તે મૃત્યુ પામે જ છે, એ ફિલસુફીનો ઉપદેશ આપનારાઓ પણ પોતાને માથે એવી આપત્તિ આવી પડતાં કલ્પાંત કરે છે. જન્મે, તે મૃત્યુ પામવાનું જ; એ સનાતન ક્રમને સૌ કોઇ અધીન થાય છે: સૌ કોઇને અધીન થવું જ પડે છે: પરંતુ જ્યારે કાંઇક વહેલું-વધુ વહેલું-જીવ્યા પહેલાં જ મૃત્યુ સામે આવી ઊભું રહે ત્યારે તો મારા જેવા જુવાનને તો તેની સામે બાથ ભીડવાનું પણ મન થાય. એ ઘડી એમ કહેવાનું મન થાય કે 'થોભ! હજી હું જીવ્યો નથી. જીવ્યા પહેલાં મૃત્યુ શાને?' શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં પણ **वासांसि जीर्णानि**—એ શ્લોક કાંઇક એવું જ કહે છે કે વસ્ત્ર જીર્ણ થયા પછી જ-પૂરૂં ફાટયા પછી જ-આપણે તેનો ત્યાગ કરીએ છીએ. એ જ પ્રમાણે દેહ જીર્ણ થતાં આત્મા તેનો ત્યાગ કરે છે. અત્રે એક પ્રશ્ન

ઉપસ્થિત થાય છે. દેહને જીર્ણ થએલો આપણે ક્યારે કહેવો ? આજે તો ૭૦ વર્ષના એક વૃદ્ધનો દેહ પણ આત્મા ત્યાગે છે અને ૨૦ વર્ષના એક જુવાનડાનો દેહ પણ આત્મા એટલી જ સહેલાઇથી ત્યાગે છે, તો એ બેમાં દેહ જીર્ણ કોનો ? એ ફિલસુફી ઉકેલવાનો ઘણોય પ્રયત્ન કર્યો છે, પરંતુ આજે તો એ ફિલસુફી ઉકેલી શક્યો નથી; કોઇ સમજાવશે ?

ભાઇ **શાન્તિ**ના અવસાનથી, તેના દેહત્યાગથી, તેના દેહનું પ્રત્યક્ષ દર્શન આજે અશક્ય બન્યું છે; છતાં તેના આત્માનું દર્શન, તેના આત્માની મૂર્તિનું સજીવ દર્શન તો હજીયે અનુભવાય છે. બાવીસ વર્ષની તેની દેહલીલામાં, અને ૨૧ વર્ષની મારી દેહલીલામાં અમારા બધાએ દિવસો લગભગ સાથે વીત્યા છે. બાલ્યકાળના તે રમ્ય દિવસો આજે ય સ્મરણપટે તરવરે છે. જીવનની અટપટી દિશાઓનો તે વખતે કાંઇ ખ્યાલ નહતો. નિર્દોષ અને નિર્મળ તે બાલ્યજીવન અનેક પ્રિય સ્મરણોનું સંગ્રહસ્થાન છે. અભ્યાસ અને નિવાસ પણ લગભગ પાસે અને સાથે–તે વિના આચારવિચારનું એકીકરણ પણ અમારે અજબ હતું–આજે ય છે કહું, તોય શું ખોટું ?

ભાઇ **શાન્તિ** મારી સાહિત્યપ્રવૃત્તિનો માર્ગદર્શક હતો–છે કહું તો શું ખોટું ? જે સમયે માસિકો–છાપાંઓ વાંચવાં એને હું નકામો સમય ગુમાવવા બરોબર ગણતો, તે સમયે એટલે કે છએક વર્ષોપર ભાઇ **શાન્તિ** સુંદર કવિતાઓ રચતો અને તેની ટેકડી અમે અનેક વખત કરેલી પણ ખરી; પરંતુ મિત્રતાના રૂપમાં થયેલી તે ટેકડી તો હસવામાં

જ ઉડે છે ને ? તેવામાં તેણે મને પણ એ દિશામાં દોર્યો. ધીમેધીમે કરતાં મારો સાહિત્ય પ્રત્યેનો પ્રેમ વધ્યો અને આજે સાહિત્યની જ દિશામાં હું જે કાંઇ કરી રહ્યો છું તે ભાઇ **શાન્તિના** જ પ્રતાપે.

સાહિત્યના અનેક પ્રશ્નોની વિવિધ અને રસભરી ચર્ચાઓ, એ મારો અને ભાઇ શાન્તિનો ધન્ય પ્રસંગ. અનેક બાબતોમાં સ્વમંતવ્યને વધુ બલદાયી કરવા અમે એકમેક સામે અનેક સાચીખોટી ગોઠડીયો–દલીલો કરતા અને કેટલીક વખત તો ચર્ચા એટલું ઉગ્ર સ્વરૂપ ધરતી કે અજાણને તો એમજ લાગતું કે આ બે લડી પડશે ! એ ઉગ્રચર્ચાનો નિવેડો છેવટે તો સંમિલનમાં જ આવતો. આજે એ બધું સ્મરે છે; અને એ સ્મરણો આંખમાં ઝળઝળીઆં ભરાવે છે. રાત્રે પણ એ મધુર સ્મરણોનાં સોણલાં આવે છે.

શાન્ત–ગાંભીર્ય, નમ્રતા, એકાન્તસેવન, કુદરત અને કલાપ્રતિ મમત્વ એ ભાઇ **શાન્તિના** સ્વભાવનાં મુખ્ય લક્ષણો. કવિતા અને ચિત્રકલા ઉપર ભાઇ **શાન્તિનો** હાથ રા. **કેશવભાઇના** શબ્દોમાં કહું તો " ઠીક બેસી ગયો હતો. " ચાર પાંચ વર્ષથી ભાઈ **શાન્તિની** ૨૦૦ ઉપર કૃતિઓ નિરખતાં એ સૌ કોઇ સમજી શકે. ભાઇ **શાન્તિમાં** નિસર્ગની પ્રેરણા તરવરતી. એની કવિતામાં ભાઇ **શાન્તિના** આત્માનું આછેરૂં પ્રતિબિંબ નિરખા શકાય છે. એ કૃતિઓની ફોરમ આજે ય ફોરી રહી છે. જ્યાંસુધી ભાઈ **શાન્તિની** કવિતા જીવે છે ત્યાં સુધી એ ફોરમ પણ ફોરશે જ–ફોરશે.

રાષ્ટ્રભાવના અને સાદાઇને લીધે ભાઇ **શાન્તિના** જીવનમાં સ્વદેશી અને ખાદીને અગ્રસ્થાન હતું. ખાદીને તો

ભાઇ **શાન્તિ**ના આખાયે કુટુંબમાં સારૂં સ્થાન છે, કેટલાંય વર્ષો સુધી વિદેશી ખાંડ સાકરનો ત્યાગ ભાઇ શાન્તિએ કરેલો, અને આજના વીસમીસદીના યુવકોમાં સ્વાભાવિક એવાં ચ્હા–પાન–બીડી–કે આચરકુચર ખાવાના વ્યસનમાંથી એ ભાઇ તદ્દન મુકત હતો. નિયમીતતા પણ ભાઇ **શાન્તિ**નો એક સદ્દગુણ હતો.

ભાઇ **શાન્તિ**નું જીવન ભાવભરી કવિતા જેવું હતું. નિસર્ગની અપ્રતિમ કલામાંથી પ્રેરણા મેળવી ચિત્ર અને કાવ્યની કલા આલેખાતી. તે પાંચ વર્ષ જો વધુ જીવ્યો હોત તો ગુજરાતે એક નવો કવિ પેદા કર્યો કહેવાત: એક ચિત્રકાર પાકયો કહેવાત; પરંતુ ઇશ્વરનું નિર્માણ કાંઇ જુદુ જ હશે; અને ગુજરાતનું એટલું કમભાગ્ય !

ભાઇ **શાન્તિ**ના જીવનમાં આનંદને સારૂં સ્થાન હતું. શોક શું, એ તો જાણ્યામાં પણ નહતું, **'અશોક'** નામ એટલા પૂરતું જ એને વધુ પસંદ હતું. હસ્તલિખિત માસિકનું નામ પણ **'અશોક'** એટલા પૂરતું જ રાખેલું. 'અશોક' ભાઇ શાન્તિના સાહિત્યજીવનનો વારસો છે.

ખડાયતા વણિક જ્ઞાતિમાં આજે અનેક વિદ્વાનો છે. પાંચ દસ વર્ષે એમાં એનેય સ્થાન મળત; આજે તો એક ઉગતા કવિ–ચિત્રકાર તરીકે જ્ઞાતિ એનું સ્મરણ ચિરંજીવ રાખે; રાખવા પ્રયાસ કરનારને ઉત્તેજન આપે એટલી જ આશા રાખી ભાઇ **શાન્તિ**ના આત્માને પ્રભુ ચિરંતન શાન્તિ આપો એટલું જ ઇચ્છીશ.

**" પીયુષ "**

## ૨

ગુઇ તા. ૩૧ મી જુલાઇએ એક વિકસતું ફૂલ પૂર્ણ સુવાસ પસરાવ્યા વિના ખરી પડયું ! સાહિત્યનો રસિયો અધુરી રસલ્હાણુ લૂંટી ઉડી ગયો. કાવ્યોનો રસાસ્વાદ ચખાડનાર આશાવન્તો એ કવિજન ચાલ્યો ગયો. કલા-મંદિરમાંના દીપકમાંનો એક દીપક બુઝાયો. ગુજરાતે આમ કલાપ્રેમી અને સાહિત્યનો આશાવન્તો અનન્ય સેવક ગુમાવ્યો, તે સ્વ. ભાઇ **શાન્તિલાલ** છોટાલાલ **શાહ**

સ્વ. ભાઇ **શાન્તિલાલ** ખડાયતા વણિક જ્ઞાતિના આશાવાદી નવયુવાન હતા. તેમનું વય માત્ર ૨૧-૨૨ વર્ષનું જ હતું. એમનું મૂળ વતન ઉમરેઠ; છતાં પિતાશ્રી છોટાલાલ ભૂરાભાઇ વલસાડમાં ચિત્રકલાના અધ્યાપક હોઇ એમનું લગભગ આખું ય જીવન વલસાડમાં જ વ્યતિત થએલું.

છેવટના ભાગમાં એ ભાઇએ વલસાડમાં માંદગી ભોગવી. એ જીવલેણ માંદગી એમના કુટુંબને તેમજ મિત્રવર્ગને દુઃખસાગરમાં ડૂબાડી એ ભાઇને સ્વર્ગીય દુનિયામાં લઇ ગઇ.

એ ભાઇનું વલણ શરૂઆતથી જ કલા અને સાહિત્ય તરફ હતું. એ ભાઇએ ચિત્રકલાના શિક્ષણની લેવાતી એલીમેન્ટરી ગ્રેડ અને ઇન્ટરમીડીએટ ગ્રેડ બન્ને પરીક્ષાઓ પાસ કરી હતી. ઇ. સ. ૧૯૨૬ માં તેમણે મેટ્રીકની પરીક્ષા પસાર કરી. પછી વડોદરા કોલેજમાં પ્રિવિયસ થયા. આ વખતે એ ભાઇનો કલા પ્રત્યેનો પ્રેમ તો ચાલુ જ હતો.

ટીચર (Teacher)ની પરીક્ષા માટે પણ એ ભાઇએ એક વર્ષ અભ્યાસ કર્યો હતો.

તે ભાઇની સાહિત્યસેવાની સચોટ સાક્ષી એમનું 'અશોક' પૂરે છે. તે ભાઇ કેટલાંક વર્ષથી 'અશોક' નામનું હસ્તલિખિત ત્રૈમાસિક પત્ર ચલાવતા. એમાં એ ભાઇ પોતાના તનમનથી અપૂર્વ રસસિંચન કરતા. તેમની કલા તેમાં ઝળહળી રહેતી. લેખો અને કાવ્યો ઉચ્ચતર કોટિનાં હોઇ વાંચકોનું તે પ્રિય બન્યું હતું. તેના દરેક અંકમાં નૂતન ચેતન હતું. તેનો જીવનરસ એ ભાઇએ તેમાં રેડ્યો હતો. બીજાઓ પાસે પણ સારૂં સાહિત્ય 'અશોક'માં રેડાવવાનો એ ભાઇનો પ્રયાસ ચાલુ હતો. વલસાડમાં ભરાએલા કલાપ્રદર્શનમાં એ ભાઇના 'અશોક' ને રૌપ્યચંદ્રક મળ્યો હતો. દિ. બ. કેશવલાલ ધ્રુવ, શ્રી. અતિસુખશંકર ત્રિવેદી, શ્રી. કેશવ હ. શેઠ, વગેરેએ પણ એ ત્રૈમાસિક તરફ સદ્‌ભાવ દર્શાવી મુક્તકંઠે વખાણ કર્યાં હતાં.

એ ભાઇ વાર્તાઓ લખતા, ભાવનાવાહી લેખો લખતા ને રસિક કાવ્યો લખતા. કાવ્ય લખવાની શક્તિ એ ભાઇમાં સ્વાભાવિક જ હતી. ગુજરાતનાં સુપ્રસિદ્ધ પત્રો 'કુમાર', 'નવચેતન', 'વીસમીસદી,' 'ગુણસુંદરી,' 'હિંદુસ્થાન' વગેરેના ખાસઅંકોમાં એ ભાઇનાં લેખો–કાવ્યો પ્રકટ થતાં. કેટલીક વખત એ ભાઇ 'અશોક'ના ઉપનામથી લેખો પ્રકટ કરાવતા. ઉપરાંત બીજાં માસિકો 'બાલમિત્ર,' 'બાલજીવન,' 'બાળક,' 'સ્ત્રીબોધ,' 'ક્ષત્રિય' ને મારૂં 'પ્રેરણા' વગેરેમાં પણ એ ભાઇનાં લેખો–કાવ્યો પ્રકટ થતાં. આમ એ ભાઇનું લેખનકાર્ય બહોળું હતું.

એ ભાઇનું ને મારૂં ચક્ષુમિલન થયાં પહેલાં લગભગ બે વર્ષ સુધી અમારો મૈત્રીસંબંધ પત્રદ્વારા જ ચાલેલો. પછી ઇ. સ. ૧૯૨૬માં અમારો બન્નેનો ભેટો મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપવાને પ્રસંગે વડોદરામાં થએલો. ત્યાં એ ભાઇના મળતાવડા સ્વભાવને લીધે રસવાતો કરતાં અમારો વખત ખૂટતો.

એ ભાઇ એક વખત આણંદ આવેલા. જમણમાં કરેલું ચુરમું ચોળીને તૈયાર થયું. ઉપર ખાંડ મૂકી, તો એ ભાઇ કહે, 'ખાંડ વિલાયતી કે દેશી ?'

મેં કહ્યું, 'વિલાયતી'.

વિલાયતી ખાંડનો એ ભાઇએ બહિષ્કાર કર્યો હતો. મને તો તે જ દિવસે ખબર પડી કે એ ભાઇ વ્રતધારી છે! અંગે પણ એ ભાઇ 'બાપુજી'ની વહાલી ખાદી પહેરતા.

આ અવસાનના દુઃખમાં બીજા પણ એક દુઃખનો ઉમેરો થાય છે. સં. ૧૯૮૪ના વૈશાખ સુદિ ૧૪ ને દિવસે એ ભાઇએ 'પ્રભુતામાં પગલાં માંડયાં.' એ લગ્નગ્રન્થીથી બંધાએલી બિચારી ૧૨-૧૩ વર્ષની ગુર્જર બાલિકાની શી દશા! એમનાં માતપિતા તેમજ બીજાં કુટુંબીજનોને હું કેવી રીતે આશ્વાસન આપું? મેં તો મારો એક અમોલો મિત્ર ગુમાવ્યો છે. એ મિત્રની ખોટ જ્યારે પ્રભુ પૂરે ત્યારે ખરી; પણ એવો મિત્ર અજોડ છે. એનો મિત્રભાવ, ને મળતાવડાપણું વિસર્યાં વિસરાય એમ નથી.

ઉમિયાશંકર ઠાકર

આણંદ

૩

ગુજરાતની ફૂલવાડી તેના યૌવનમાં કરમાય છે; એક પછી એક ગુજરાતના સાહિત્યના ઓવારે ચઢતા ચઢતા યુવકો મૃત્યુના પંજામાં ઝડપાય છે. ઉમરેઠ જેનું વતન છતાં ઉમરેઠમાં જીવન ઓછું ગાળેલું-એટલે ઉમરેઠ તેને ઓછું ઓળખે. વલસાડમાં જેણે વિદ્યાર્થીજીવન ગાળ્યું, તેનું સાહિત્ય અને ચિત્રકળાના ઓવારામાં જીવન રેડાવા માંડયું હતું; કાવ્યો, રાસ-ગીતો, અંજનીગીતો, તેમજ કેટલાક લેખો લખવા તે યુવકે બહુ સુંદર શરૂઆત કરી. ગુજરાતના દરેકેદરેક માસિકમાં લખતા; ડ્રોઇંગનો અથાગ શોખ હોવાથી ચિત્રો ચિતરતા, ગુજરાતમાં હસ્તલિખિત માસિક આંગળીના વેઢામાં ગણાય તેટલાં; તેવું સુંદર કળામય માસિક વલસાડમાંથી "અશોક" નામે કાઢતા. સ્વદેશપ્રેમી, સાહિત્ય-ચિત્રકળાપ્રેમી હોઇ તેના અભ્યાસ વગેરેમાં ધ્યાન આપી, તે એકવીસ વર્ષનો યુવાન ચોપાસ ઝંપલાવતો. ઉમરેઠ તેને ઓછું ઓળખતું-કદાચ સ્વાભાવિક લણાએ લેખશે, પરંતુ શરમ ઉપજાવે તે સ્થિતિ છે. તે વણિક યુવક તે ભાઇ **શાંતિલાલ છોટાલાલ શાહ.**

તેના કુટુંબી જનોના શોકમાં હું તો શું ભાગ લઉં ? મારૂં હૈયું પણ આવી કુમળી વયે વેડાઇ જતા યુવકોને જોઈ ભરાઇ આવે છે. પ્રભુ પ્રત્યે પ્રાર્થના, કે તેના આત્માને શાંતિ આપો, અને તેના કુટુંબીજનોને તે દુઃખ સહન કરવા બળ આપો. ગુજરાત તેને ન ભૂલે એ મારી ખાતરી છે.

**નાનુ ગૌરીશંકર સેલત**
બી. એ.

## ૪

મારા એક મિત્રના લગ્ન પ્રસંગે મને એમનું પહેલું ઓળખાણ થએલું. મિત્રે કહ્યું, 'આ ભાઇ પણ એક ઉગતા કવિ અને ચિત્રકાર છે.' પછી તો એમની સાથે મારો પરિચય વધતો જ ગયો. તેઓ વડોદરા કોલેજમાં ભણવા ગયા, ત્યાંસૂધી મારી સાથે નિયમિત પત્રવ્યવહાર રાખ્યો હતો અને 'અશોક' માટે એકાદ બે કવિતાઓ ખાસ આગ્રહથી માગીને પ્રકટ કરેલી. 'અશોક' એ એક હસ્તલિખિત માસિક હતું અને તેની પાછળ તેઓ પોતાની સંપૂર્ણ શક્તિઓ ખર્ચતા. તેમાંના અક્ષરો ખાસ મરોડદાર અને ભવિષ્યમાં એક ઉત્તમ કીર્તિવાન્ ચિત્રકલાકાર નીપજવાની આગાહી આપતાં એમાનાં ચિત્રો હતાં. કહેતાં સંકોચ નથી ઉપજતો કે તે સમયે પ્રગટ થતાં હસ્તલિખિત માસિકોમાં એનો નંબર સહેજે પહેલો આવી શકે. 'અશોક'ના એ નમૂનેદાર અંક પ્રો. અતિસુખશંકર ત્રિવેદી જેવાના ઉત્તમ અભિપ્રાય પ્રાપ્ત કરી શકયા હતા. હજી પણ એ અંકો કલાના નમૂના તરીકે સચવાઇ રહ્યા છે અને ભરાતાં કલાપ્રદર્શનોમાં પોતાનું યોગ્ય સ્થાન લેતા રહ્યા છે. બીલીમોરામાં ભરાયલા છેલ્લા પ્રદર્શનમાં મને એનાં દર્શન થયેલાં અને સદ્‌ગતનાં સ્મરણ ચિહ્નો આ રીતે જળવાઇ રહેલાં જોઇ મને નિરતિશય આનન્દ થએલો.

એમની કવિતાઓ પણ અવરનવર માસિકોમાં છપાયલી વંચાતી, અને નવી સ્કૂલની કવિતાઓની પંક્તિની—કેટલીક રા. નરસિંહરાવ અને ખાસ કરીને ન્હાનાલાલની છાયાવાળી

જણાતી. છેલ્લે છેલ્લે તેમનાં કાવ્યો ઉંચી કક્ષાનાં રચાતાં માલુમ પડયાં અને અમર કાવ્યો આપે એવી સ્થિતિએ પહોંચે ન પહોંચે ત્યાં તો ક્રૂળ કાળે તેમને આપણી વચ્ચેથી ઝડપી લીધા !

મારાં કાવ્યોના એ ખાસ અભ્યાસી હતા અને નવાં પ્રકાશનો ખાસ આગ્રહથી માગી લેતા. બીજાં માટે અપેક્ષા રાખતા. તા. ૩૧મી જુલાઇએ તેમનું અવસાન થયું, તેની આગલી જ–છવ્વીસમી તારીખે તેમની માંદગીના સમાચાર મને મળતાં હું તેમને ખાસ વલસાડ મળવા ગયો હતો. તે વેળા પથારીમાં સૂતાં સૂતાં પણ ઉત્સાહથી અમારો સત્કાર કર્યો; શરીર કમતાકાત અને પરાવલંબી થઇ ગયું હતું, ઉઠીને બેસી શકવાની તાકાદ નહોતી; પગે સૂજ આવી ગઇ હતી અને તેમના શરીરપર મૃત્યુના ઓળા ઉતરી ચૂકયા હતા. હવે માત્ર દિવસો ગણાતા હતા અને અમારો એક કવિમિત્ર આ રીતે ચાલી જવાના વિચારે મારૂં હ્રદય શોકગ્રસ્ત થઇ ગયું ! છતાં નોંધવા જેવી બીના તો એ છે કે આવી વિષમ સ્થિતિમાં પણ મને પૂછાયલા પ્રશ્નો સાહિત્ય વિષયક જ હતા ! 'તમારો નવો કાવ્યસંગ્રહ કયારે બહાર પડશે' ? એમ તેમણે ઘણી જ ઇન્તેજારીથી પૂછયું ત્યારે એની રસિકતા માટે મને ઘણું લાગી આવ્યું અને હવે ટૂંકમાં જ ગુજરાત એક ઉગતો ચિત્રકાર–કવિ ગુમાવશે એ વિચાર અમારી ફરત શોકનું વાતાવરણ વિસ્તરી રહ્યું !

આખરે બીજે જ અઠવાડિયે 'ગુજરાતી'માં ભાઇ શાંતિલાલ વિષે મૃત્યુનોંધ વાંચી ! તારો અકાળ ખરી ગયો.

ગુજરાતે એક આશાસ્પદ યુવાન અને અમે એક સન્મિત્ર ખોયો! ટેનિસને પોતાના સહાધ્યાયી અને સમાનધર્મી મિત્ર આર્થર હૅલમના મૃત્યુ પ્રસંગે In Memorium નામનું સ્મૃતિગીત લખ્યું છે-તેમાં તે લખે છે કેઃ—

"Thy voice is on the rolling air,
I hear thee where the waters run:
Thou standest in the rising Sun,
And In the setting thou art fair."

'અનિલના આંદોલનમાં અને નિર્ઝરના નર્તનમાં મને તારો શબ્દ સંભળાય છે. બાલસૂર્યની પ્રભામાં મને તારો ઉદય થયેલો દેખાય છે, સંધ્યાની રમણીય સુષમામાં મને તારૂં મધુર રૂપ દેખાય છે.'

જનાર્દન પ્રભાસ્કર
ઉંડાચ

૯

સ્વ. શાન્તિલાલ શાહના જીવનની કલા અથવા સાહિત્યની દૃષ્ટિએ મીમાંસા કરવાનો મારો ઉદ્દેશ નથી. એ નિર્ણય તો વાંચક પોતે જ એમનો આ સંગ્રહ વાચી કરી શકશે.

એમના જીવનની પણ રેખા દોરવાનો મારો હેતુ નથી. કારણ કે એ ટુંકા જીવનમાં એવા અસાધારણ બનાવો બન્યા નથી જે જાણવા લોકો આતુર હોય અથવા તો જે લોકોને માટે જાણવાયોગ્ય પણ હોય.

પરંતુ સ્વ. શાહનું અદ્‌ભૂત ( Extra-ordinary ) નહિ પરન્તુ લાક્ષણિક ચરિત્ર વિશે કંઇક જણાવી શકું.

એ ચરિત્રને જાણવા ઘણી ગડભાંજની જરૂર નથી; તે હદપાર સાદું હતું. એટલે તેનાં થોડાં મુખ્ય લક્ષણો જ આપણે જોઇએ,

**બેદરકારી:**—કળા સિવાય લગભગ બધી ચીજ તરફ તે બેદરકાર રહ્યા છે. તબીઅતની એમણે પુરતી કાળજી રાખી નહતી. એમનાં કપડાંલત્તાનું પણ એમણે પૂરેપૂરૂં ભાન રાખ્યું નહતું. ઘણી વખત મુંબઇ જેવા મોજીલા શહેરમાં પણ વગર જોડાએ, વધેલા વાળ અને દાઢીએ એમને રસ્તો માપતાં મેં અને અનેક મિત્રોએ જોયા છે. કોઇ વખત તો આપણને એ વિચિત્ર પ્રાચીન ફીલ્સુફ જેવા લાગતા; કારણ, તેમની સાદાઇ, દરેક બાબતમાં વિચારવા જેવી હતી. કપડાં લતાં તથા જીવનની બધી જરૂરીઆતોમાં Economy અને Simplicity આ બે એમનાં માર્ગદર્શક તત્ત્વો થઇ પડયાં હતાં. ઘણાએ એમને Whimsical લેખ્યા હશે.

ચર્ચાનો એમને શોખ હતો. ખાસ કરી સાહિત્યની... નવાં પુસ્તકો—સાહિત્યવિષયક—પ્રગટ થયાં એટલે એ વાંચવાના અને તેની રસભર ચર્ચામાં ઉતરવાના જ. જીવનના છેલ્લા દિવસોમાં પણ એમને સાહિત્ય પ્રિય હતું. મરણ-પથારીએ એ પડયા હતા ત્યારે એક વેળા હું એમને વલસાડ મળવા ગયલો; ત્યારે માંદગીની વાત બાજુએ મૂકી, દીવાળીના અંકોની ચર્ચા મારી સાથે એમણે આદરેલી, એ મને યાદ છે.

અને બીજું, એમનાં આશાવાદ અને શ્રદ્ધા. ક્ષય અને સંગ્રહણી જેવાં જીવલેણ દર્દો દેહમાં વસ્યા છતાં પણ એમને આશા હતી કે પોતે સાજા થશે; 'હવે મને ઠીક છે' એ જ એમનો હમેશનો ઉત્તર થઇ પડયો હતો.

કલાનો પ્રેમ પણ તેવો જ હતો. કળાના તો એ ભાઇ ઉપાસક ઉપરાંત અભ્યાસી હતા. હિન્દની અને પ્રાચીન યુરોપની કળાનો અભ્યાસ કરવાનાં એમનાં સ્વપ્નાં હવે તો ઉડી ગયાં છે—હમેશને માટે.

—અને તેમનો સ્વદેશપ્રેમ અનહદ હતો. દેશની પરતંત્ર દુઃખી દશાને લીધે તેમના હૈયામાં મંથન થઇ રહ્યું હતું અને કલા અને સાહિત્યનાં સાધનથી કદાચ તે સ્વદેશભાવનાનું નિરૂપણ કરવા મથતા હતા.

સ્વદેશીનો આગ્રહ પણ તેવો જ. ખાદી તો તે ઘણું-ખરૂં પહેરતા. બીજી વસ્તુઓ પણ બનતા સુધી દેશી જ હોય. વિલાયતી ખાંડને લીધે એમણે ચાહ ત્યાગેલી, એમ મને ખ્યાલ છે.

હવે બીજી બાજુ જોઇએ; એમનામાં કવિત્વ હતું. સાથે કવિ હોવાનું કંઇક આત્મજ્ઞાન થોડેક અંશે વધારે પડતું Egotismમાં લેખાય એવું પણ હતું. પોતે જ્યારે પોતાની કવિતા બીજાને વાંચી સંભળાવતા અને તેનાં જનનકાળની કથા માંડતા ત્યારે એમનું કવિત્વ–અભિમાન સ્પષ્ટ દેખાતું. એ ઉપરાંત પોતાનો Egotism બીજી બાબતોમાં પ્રગટ થતો જ. ખાસ કરી જે હસ્તલિખિત પત્ર એ ભાઇ ચલાવતા તેની બાબતમાં; અને તેને લીધે એમણે ગુજરાતના સાક્ષરો અને સાહિત્યકો સાથે બાંધેલા એમના સંબંધની પુનરુક્તિ કથામાં પણ એમનો Ego જણાતો. એ ખરૂં અભિમાન કે Ego એ ન્યાય કરવો એ Ethicsની દૃષ્ટિએ અયોગ્ય છે.

પણ હવે એમાંનું કંઇ નથી. સાહિત્યના બાગમાં જે ફૂલની ફોરમ ઉભરાતે તે તો કયારનુંય મૃત્યુના ઘાથી ફના થયું છે–'છે' અને 'થતે'નું દુઃખભર્યું જ્ઞાન આપણને કરાવી ગયું છે. તે ફૂલ ગયું પણ તેની મીઠી યાદ કરવાનો આપણો બધાનો જન્મસિદ્ધ પરવાનો છે. છેવટ સ્વર્ગસ્થના જીવનમાંથી, પણ જો કોઇ એમની સાદાઇ, અને સ્વદેશ પ્રેમ–એમનાં જીવનનાં લાક્ષણિક તત્વો તરફ પણ કોઇ નજર કરશે અને તેમાંથી ભાવિનો કોઇ કળાકાર પ્રેરણા મેળવશે, તો તે ફૂલ ભલે મૃત્યુ પામ્યું–તે જીવ્યું હતું, અમર જીવ્યું હતું.

યશવન્ત મ. દેસાઇ
મુંબઇ

૬

ખરેખર, કોઇપણ ભાઇને એ વાત તો શળની પેઠે સાલ્યા વિના હજીપણ નહિ રહેતી હોય કે આટલું ટૂકું જીવન ભોગવી ભાઇ શાન્તિલાલ સ્વર્ગસ્થ થયા ! હજી એમને જીવલેણ દરદ લાગુ થતા પહેલાં થોડાક દિવસ આગમચ જ કેટલાક ધાર્મિક પ્રશ્નોની ચર્ચા મારી સાથે કરી ગએલા. તે વખતે ભાગ્યે જ એવો અંદેશો આવેલો કે સમાજ-હિતચિંતક, અને સાહિત્યરસિક નવજુવાન સાથેનો પ્રસંગ ખરેખર છેલ્લો છે ! ખરી રીતે ભાઇ શાન્તિલાલનો સ્વભાવ એવો વિનોદી, શાન્ત અને આકર્ષક હતો કે એમના પરિ-ચયમાં એકવાર આવ્યા પછી દરેકના હૃદય ઉપર એ કાયમની છાપ પાડી શકતા.

તત્ત્વવેત્તાઓ મનુષ્યના જીવનનું માપ વર્ષોની સંખ્યાથી આંકતા નથી. જો તેમ હોય તો સો વર્ષ સુધી જીવનાર તાડનું જીવન સર્વથી વિશેષ યશસ્વી ગણાય. વસ્તુતઃ જીવનના પ્રતિસ્પર્ધી સંયોગો સાથે વિકટ પરિસ્થિતિમાં રહીને પોતાનો જીવનસંગ્રામ જે વધારે વિજયવંત રીતે પૂરો કરે તેનું જીવન તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ વધારે સફળ ગણાય.

ભાઇ શાન્તિલાલ કંઇ રાજા-મહારાજા નહોતા. વીસા ખડાયતા જ્ઞાતિના કહેવાતા કુલીનવર્ગમાં કંઇ તેમનો જન્મ થયો નહોતો. લૌકિક દૃષ્ટિએ સામાન્ય છતાં ખરેખર સંસ્કારી માબાપને ત્યાં તેમનો જન્મ થયો હતો. એમના પિતાશ્રી છોટાલાલભાઇ એમના જમાનામાં સારી કેળવણી પામેલા ગણી શકાય. વલસાડની અંગ્રેજી શાળામાં ચિત્રકળાના

તેઓશ્રી શિક્ષક છે: જન્મથી જ ધનાઢ્ય ગૃહસ્થના પુત્ર થવાનું તેમનું ભાગ્ય નહતું, પરંતુ ગમે ત્યાં પણ પુષ્પની સુવાસ તો ઢાંકી રહી શકે નહિ, તેમ આ ભાઇ પણ સામાન્ય સંજોગોમાં એમના ઉજ્જ્વળ ગુણો અને આનંદી, શાન્તિપ્રિય સ્વભાવને લીધે ઘણી નાની વયમાં ઘણાનું લક્ષ્ય આકર્ષી શક્યા હતા. એમને પ્રાથમિક શિક્ષણ વલસાડમાં મળેલું. એમના પિતા શિક્ષક હોવાથી સ્વાભાવિક રીતે જ તેમના શિક્ષણનો પાયો સંગીનપણે નંખાયલો. વળી ચિત્રકળાનો શોખ તો તેમના પિતાશ્રી તરફથી જ તેમને લાગેલો; જો કે તે પ્રત્યે તેમની પોતાની સ્વાભાવિક અભિરૂચિ તો હતી જ. મેટ્રીકની પરીક્ષા પાસ કરી તેઓ વડોદરા કોલેજમાં દાખલ થએલા. તે પૂર્વે તો તેમણે ડ્રોઈંગની બન્ને પરીક્ષાઓ પાસ કરી હતી. પછી તેઓ મુંબઇમાં સર જે. જે. સ્કુલ ઓફ આર્ટમાં ડ્રોઇંગનો વધુ અભ્યાસ કરવાના ઉદ્દેશથી ગએલા, ત્યાં તેમની તબીયત સારી ન રહી અને તેમને વ્યાધિ લાગુ પડ્યો.

ચાલુ વર્તમાનપત્રો અને માસિકોમાં એમણે કાવ્યો છપાવવાં શરૂ કરી દીધાં હતાં. આ પ્રસંગે તેમનું વય માત્ર ૧૬ વર્ષનું હતું. ધીરે ધીરે એ ભાઇ એટલા પાવરધા થતા ગયા, કે એમનાં કેટલાંક ચિત્રો ગુજરાતી માસિકપત્રોમાં છપાવવા લાગ્યાં, અને એમનાં કાવ્યો ભાવવાહી હોઇ ગુજરાતના રસિક અને કાવ્યપ્રિય વર્ગનું ઠીક લક્ષ્ય ખેંચી શકયા. આ ઉપરાંત 'અશોક' નામનું એક હસ્તલિખિત માસિક કાઢવામાં એમની પ્રવૃત્તિ વળી. અને એમાંય એમણે સફળતાપૂર્વક કેટલું સંગીન કામ કર્યું છે. તે તો 'અશોક'ના

વાચકોને અવિદિત ન જ હોય; એટલે એ વિષે એટલું જ કહેવું પડે છે કે તેમના કાર્યની ખરી કિંમત તો 'અશોક' વાચનારાઓ જ કરી શકશે.

આટલું હોવા છતાં ગદ્ય લેખો લખવા માટે એ ભાગ્યે સમય ફાજલ કહાડી શકતા અને સાહિત્યને લગતી નાનાવિધ પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લેતા. આ વાત એટલી હદ સુધી પહોંચી હતી કે ઇ. સ. ૧૯૨૭ની સાલમાં વડોદરાથી શ્રી. રમણલાલ નાનાલાલ શાહના તંત્રીપણા નીચે પ્રગટ થતા 'બાલજીવન'નામના બાલકોપયોગી માસિકપત્રનો દીપોત્સવી અંક કાઢવાનું કામ એમણે માથે લીધું હતું. એક સામાન્યમાં સામાન્ય માસિક પ્રસિદ્ધ કરવાનું કાર્ય કેટલું અગવડતાભર્યું અને શ્રમસાધ્ય છે, તે બાબત વાચકો કોઇ તંત્રી પાસેથી એમના અનુભવ નિવેદનરૂપે જાણી શકશે. તેમાંય 'બાલજીવન' જેવો બહોળો ફેલાવો પામેલા માસિકપત્રના દીપોત્સવી અંકની સામગ્રી એકઠી કરવાનું કાર્ય ખરેખર કાર્યશક્તિની કસોટી કરે એવું હતું એ વાત સ્પષ્ટ છે; પરંતુ એમના સાહિત્યના અતીવ પ્રેમના પરિણામરૂપે એમણે ગુજરાતના સંખ્યાબંધ લેખકોને પત્રો લખી તથા બન્યું ત્યાં રૂબરૂમાં મળીને વિવિધ અને રસમય લેખસામગ્રી એકઠી કરી હતી અને ' બાલજીવન 'નો ' દિપોત્સવીઅંક' જનતા સમક્ષ આકર્ષક અને સુંદર રીતે મૂકયો હતો. લેખો લખવાની એમની પ્રીતિ ઘણી ભારે હતી. તેથી ગુજરતી વેળાએ એમની પાસે કેટલાક લેખો અપ્રસિદ્ધ પડી રહેલા હતા, જેની સુવાસ હજી પણ ગુજરાતનાં સુપ્રસિદ્ધ માસિકોમાં ફોરી રહેલ છે. 'ગુજરાત', 'સાહિત્ય', 'નવચેતન',

'મુંબઇ સમાચાર' અને 'ગુજરાતી' આદિ નાનાવિધ માસિક, અઠવાડિક અને દૈનિકના સામાન્ય અને ખાસઅંકોમાં એમનાં સંખ્યાબંધ લખાણો પ્રગટ થયાં હતાં. પણ આ બધું ખરેખર, વિધિએ અલ્પ જીવનનો માધુર્યરસ ચખાડવાનું જ નિર્માણ કર્યું હશે એની ભાગ્યે જ કોઇને ખબર હતી. હજી એમને તેવીસમું વર્ષ પૂરૂં થયું નહોતું ત્યાર પૂર્વે તો ભાઇ "**શાન્તિલાલે**" ચિરંતન અને શાશ્વતી "શાન્તિ"માં નિવાસ લીધો.

એ ઉપરાંત એ ભાઇની સાદાઇ ખરેખર આદર્શ હતી. લગ્ન જેવા પ્રસંગે પણ એ ભાઇને બાહ્ય ડોળ અને પાખંડી ધમાલ બીલકુલ પ્રિય નહોતી. અને વિચાર કરતાં આચારમાં મૂકવાની એમની તીવ્ર ઇચ્છાના પરિણામે ખૂદ એમના પોતાના લગ્ન પ્રસંગે સાદાઇને સંપૂર્ણપણે જાળવવી એમણે ઉચિત માની હતી, તેથી લગ્નમાં એમણે શુદ્ધ અને ખાનદાન ખાદીનો પોષાક પરિધાન કર્યો હતો; (જો કે હમેશાં પણ તેઓ શુદ્ધ ખાદીધારી જ હતા અને જેટલી સાદાઇ રાખી શકાય એટલી બધી સાદાઇ તેમણે બતાવી હતી.) રૂઢિના તેઓ ગુલામ ન બનતાં, ઘોડા ઉપર સ્વાર થવાને બદલે પગે ચાલીને, અને વાજાં ઇત્યાદિની ધમાલથી મુક્ત રહીને–પોતાનું લગ્ન કર્યું હતું; ખરેખર ! 'charity begins at home' એ સિદ્ધાંતને આમ અમલમાં મૂકી એમણે રૂઢિપૂજકોને સખ્ત પ્રહાર કર્યો હતો અને રૂઢિની સામે થવાની હીંમત બતાવી હતી.

આ સ્મરણ પુર્ણ કરતા પહેલાં હું છોટાલાલભાઇને ભૂલી શકતો નથી. તેમની છાપ જ **શાન્તિલાલના** હૃદય ઉપર

પડેલી હતી-અને કેમ ન પડે? કેમકે પિતા જ પુત્રરૂપે અવતરે છે એમ જો માનીએ તો પિતાનું સર્વસ્વ પુત્રરૂપે છે. તેમના પિતાશ્રીએ ખડાયતા જ્ઞાતિમાં સુધારાની દૃષ્ટિએ બન્યું તેટલું કર્યું છે. મરણ પાછળ રડવા કૂટવાની પ્રથા નિંદ્ય અને શાસ્ત્રમાં માનનારને માટેય પણ તે તજવા યોગ્ય છે; કેમકે તેથી મરનારના આત્માને પારાવાર દુઃખ ભોગવવું પડે છે, એ દૃષ્ટિએ પોતાના પ્રિય પુત્રનો કારી ઘા હૃદયમાં લાગવા છતાંય જનસમાજના ઢોંગી અને નિંદ્ય અખાડામાં-નાટકમાં-તેમણે ભાગ ન ભજવ્યો, અને જેનું અંત સારૂં તેનું સર્વસ્વ સારૂં એ ન્યાયે પુત્રનો દેહવિલય શ્રીમદ્ ભગવદ્‌ગીતાના પારાયણથી ઉજવ્યો અને ઢોંગી રોકકળમાં માનનારાઓને ન તો નોતર્યા યા એવું કરાવનારને મચક આપી. એ કૃત્ય ખરેખર **શાન્તિલાલ**ના 'શાન્ત' આત્માનું આબેહુબ પડઘો પાડનાર હતું.

## नासतो विद्यते भावो ना भावो विद्यते सतः

એ ગીતાજીની ઘોષણા ધ્યાનમાં લેતાં જે અસત્ છે તે સત્ય થતું નથી અને જે સત્ છે તેનો અભાવ-નાશ થતો નથી; દેહ નાશવંત-અસ્થિર અને પરિણામી છે. તે તેનું કાર્ય કરી બતાવે તેમાં શું નવાઇ પામવા જેવું છે? દેહી નિત્ય, અવધ્ય અને ચિરસ્થાયી છે; દેહી સંસ્કારોથી વિંટાયલો છે. જેમ સંસ્કારો શુદ્ધ તેમ દેહી શુદ્ધ. દેહીની શુદ્ધિ પુરતો જ આ સંસારમાં જન્મ. તેનું સાર્થકય તો તેને ઉત્તરોત્તર શુદ્ધ કરવામાં જ છે. દેહવિલયને જૂનાં વસ્ત્રના ત્યાગ સમાન ગણેલો છે, નવાં વસ્ત્રો ધારણ કરનાર મનુષ્ય નથી જીર્ણ વસ્ત્ર ત્યાગ કર્યા બદલ શોક-વ્યથા-કરતો:

કે દેહીની શુદ્ધ અવસ્થામાં પણ દેહી નથી મુઝાતો. શાન્તિલાલ દેહત્યાગ પૂર્વે નહોતા મુઝાયા. તેમનો આદર્શ તેમની સમક્ષ રમી રહ્યો હતો. તેઓ આદર્શને સિદ્ધ કરવાના સ્મરણમાં જ વિરમ્યા. એ આદર્શ જ્યાં સિદ્ધ થશે ત્યાં તે અત્યારે પણ હશે; પૂર્વ દેહે નહિ પણ નૂતન દેહે. તે આત્મા ત્યાં પણ આગળ ધપવા મથી રહ્યો હશે અને એ રીતે જે શોક કરવાયોગ્ય વસ્તુ નથી, તેનો આપણે શોક કરીએ તો તે આપણું જ્ઞાન નહિ, પણ મોહ છે. એ મોહ તો ભરતીઓટની માફક ચઢે અને ઉતરે. એ મોહ આપણને ન વળગે એવી સાવચેતી રાખવાની છે.

**नहि कल्याण कृत् कश्चिद् दुर्गतिं तात गच्छति ।**

એ પ્રમાણે શાન્તિલાલ દુર્ગતિના પંથે નહિ જ પળ્યા હોય, અને **शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते** એ કથનાનુસાર શુચી અને શ્રીમંતને ઘેર જન્મ પામતાં પૂર્વના સંસ્કારબળે યોગની સિદ્ધિને માટે યત્ન કરી રહ્યા હશે; અને આમ ઉત્તરોત્તર શુદ્ધ થતાં બ્રહ્મનિર્વાણ પામી, શાશ્વત શાન્તિ મેળવી, એકત્વને પ્રાપ્ત કરી, મોહ અને શોકના સ્થાનરૂપ જે આ સંસાર, તેનાથી પૂર્ણ મુક્તિ મેળવી, કૃતકૃત્ય થઇ જશે. તેમના જીવનપરત્વે નીચેની પદપંક્તિઓ વાચક યાદ રાખે એમ ઇચ્છીને વિરમીશ.

ઉગે પુષ્પ સોહામણાં, નજરે ના દેખાય;
વન સઘળું વાસિત કરે, મિથ્યા ખીલી ખરી જાય.

**પુરૂષોત્તમ પ્રેમચંદ શેઠ**

ઉમરેઠ

"ભાઇ શાંતિલાલ છોટાલાલ શાહના એકવીસ વર્ષની કાચી ઉમરમાં થયેલા સ્વર્ગવાસની નોંધ લેતાં દિલગીરી થાય છે. ઉગતા લેખકોને ઉત્તેજન આપવાની 'સાહિત્ય'ની નીતિ છે, એ અન્વયે સ્વર્ગસ્થની કવિતા અવારનવાર અમે છાપી હતી. તેમાં આશાભર્યું કવિત્વ ઝરતું હતું. કવિતાના શોખ ઉપરાંત એમને ચિત્રકળાનો, ગદ્યનો, પત્રકારિત્વનો શોખ હતો. એ શોખ પૂરો કરવા તે ન રહ્યા, ને આ ફાની દુનિયા ત્યાગી ગયા! વડોદરા કોલેજના ઈંટર કલાસમાં એ અભ્યાસ કરતા હતા. પાછળ નાની વિધવા, બહોળાં સગાં ને મિત્રમંડળો મૂકી એ પુણ્યધામે પરવર્યા. ઈશ્વર એમના આત્માને ચિરકાળની શાંતિ આપો."

**'સાહિત્ય'**, સપ્ટેમ્બર, ૧૯૨૯

"અમને જણાવતાં અત્યંત દિલગીરી થાય છે કે ભાઈ શાન્તિલાલ શાહ માત્ર ૨૧ વર્ષની યુવાન વયે તા. ૩૧ મી. જુલાઇએ અવસાન પામ્યા છે. એ ભાઇ ઉગતા કવિ-ચિત્રકાર હતા. સાહિત્ય પ્રત્યે તેમને અત્યંત પ્રેમ હતો. એમનાં અત્યાર સુધીમાં પ્રકટ થએલાં તેમજ અપ્રકટ કાવ્યો ઉપરથી એ ભાઇ ભવિષ્યમાં ઘણી સારી કવિતાઓ કરી શકતે એવી આગાહી થાય છે. એ ભાઇના અપ્રકટ કાવ્યોનો લાભ 'ગુણસુંદરી'નાં વાચકોને મળશે. ભાઇ શાન્તિલાલનાં માતાપિતા તેમજ બાલવિધવા પ્રત્યે અમારી સહાનુભૂતિ છે. પ્રભુ એ ભાઇના આત્માને શાશ્વત શાન્તિ આપો."

**'ગુણસુન્દરી'**, સપ્ટેમ્બર, ૧૯૨૯

"વલસાડના ભાઇ શાન્તિલાલ છોટાલાલ શાહ સ્વર્ગવાસી થયા. એક ઉગતો કવિ અને ચિત્રકાર ગુજરાતે

ખોયો, એક ઉગતો તારો ખર્યો! તે એક આશાસ્પદ યુવાન હતોઃ સ્વર્ગસ્થની કવિતાઓ અને સ્મરણોની એક 'શાંતિસ્મારિકા' બહાર પડે એવી સૂચના કરીએ તો વધારો પડતી નહિ જ ગણાય. મને આશા છે કે આવી યોજના સત્વર હાથ ધરાશે. "

**'પ્રતાપ'**, તા. ૧૪મી સપ્ટેમ્બર ૧૯૨૯

કલકત્તાની એક હાઇસ્કૂલના હેડમાસ્તર શ્રી૦ અંબાલાલ નરસિંહદાસ શાહ, (સ્નાતક) શ્રી. કેશવ હ. શેઠપરના તા. ૧૫ મી ઓગસ્ટના પત્રમાં લખે છેઃ—

કચ્છનાં શહેર અને કેટલાંક ગામ જોવા trip પર ગયો હતો, એટલે ૧૧-૧૨ દિવસે પાછા વળતાં 'ખડાયતામિત્ર'માં ભાઈશ્રી **શાન્તિલાલ** છોટાલાલ શાહના અકાળ અવસાનના સમાચાર વાંચી અત્યંત ખેદ થયો છે.

મારે એમની સાથે પ્રત્યક્ષ કશો સંબંધ નહોતો; પરંતુ વલસાડથી તેમણે કહાડવા માંડેલા હસ્તલિખિત માસિકમાં તેમના આગ્રહથી કેટલીકવાર મેં લેખ લખેલા અને ત્યારથી તેમની પ્રત્યેક સાહિત્યસેવા તરફ મારી અભિરુચિ જાગ્રત થએલી. એક ઉગતા, આશાપ્રેરક નવજુવાન ખડાયતાને ગુમાવતાં મારી જેમ સૌ કોઇ જરૂર દુઃખી થશે......"

☞ **આ** ઉપરાંત, ભાઈ **શાન્તિલાલ**ના સ્વર્ગારોહણ નિમિત્તે, 'ગુજરાતી,' '**હિ**ન્દુસ્થાન,' 'ગુજરાતીપંચ,' 'નૂતન-ગુજરાત,' 'પ્રજાબન્ધુ' વગેરે સામયિકોમાં સ્મરણ–નોંધ પ્રસિદ્ધ થઇ હતી; તેમજ '**બાલ**જીવન,' '**ક્ષ**ત્રિય,' '**ખ**ડાયતા-મિત્ર' વગેરે પત્રોએ પણ દિલસોજી દર્શાવી હતી—**સંપાદકો**

# સાહિત્ય-વિવેચન

## સાહિત્ય :

સાહિત્ય એ એક કલા છે. સાહિત્ય એટલે પ્રજાના વિવિધ વિચારોનું નિશ્ચિત પ્રદર્શન. જેમ વિશુદ્ધ કલા પ્રેરણાથી જન્મે છે અને તેનું જીવન સુંદર ભાવના અને ભવ્ય કલ્પનામય હોય છે, તેમજ સાહિત્યમાં પણ વિશુદ્ધ, તાત્ત્વિક અને મનોરંજક ભાવનાઓ મૂર્તિમંત હોય છે; સાહિત્યમાં કુદરતનું પ્રતિબિંબ છે, રસ છે, ઉલ્લાસ છે, આત્માનો આનંદ છે. કવિશ્રેષ્ઠ મહાત્મા શ્રી વેદવ્યાસ કહે છે કે કુદરતની શરૂઆત પાણીમાંથી જ થઇ છે; અને તેથી પૃથ્વીને અદ્યાપિ પર્યંત **रसवती** કહેવામાં આવે છે: એટલે રસ—પાણી—એ સર્વનું મૂલ સ્વરૂપ છે. રસ એટલે સૌન્દર્યનો આત્મા. આ પ્રમાણે, સાહિત્યમાં રસ છે—એટલે સાહિત્યમાં સૌન્દર્ય છે એમ નિઃશંક કહી શકાય.

## મુખ્ય વિભાગ :

સાહિત્યના મુખ્ય બે વિભાગ પાડવામાં આવ્યા છે* ગદ્ય અને પદ્ય. કોઇપણ ભાષાનું સાહિત્ય જોઇશું તો પદ્ય ગદ્ય કરતાં જૂનું જ માલુમ પડશે. પદ્ય કલાત્મક સાહિત્ય છે એમ ઘણા જૂના વખતથી કહેવામાં આવ્યું છે. સૃષ્ટિના

* નાટ્યસાહિત્ય, તેની ઉત્પત્તિ તથા તેનો ઇતિહાસ, એ વિષે જુદો જ લેખ લખી શકાય એમ છે, એટલે અહીં તેનો ઉલ્લેખ કર્યો નથી—લેખક

આરંભકાળથી મનનીય અને માનનીય સાહિત્યને પદ્યમાં જ વંશપરંપરા ઉતારવામાં આવ્યું છે, તે સર્વને વિદિત હશે. કોઇપણ દેશના ઇતિહાસમાં જે જે મહાન ફેરફારો થયા હશે તે તે પદ્યને લઇને પણ થયા હશે એમ કહી શકાય. લોઢું અને લોહચુંબક જે સંબંધ ધરાવે છે તેનાથી પણ અધિક સંબંધ પદ્યસાહિત્ય અને માનવ–જીવનમાં ગૂંથાયલો છે.

ગદ્યસાહિત્યની ઉત્પત્તિનો ઇતિહાસ આ પ્રમાણે છે: જ્યારે મનુષ્યને આવક–જાવકના હિસાબ લખવાના થયા, ચિર–સ્મરણીય બનાવોનાં લખાણ કરવાનાં થયાં, દસ્તાવેજ, ભાડાચીઠી વગેરે લખાણ–એકમેકમાં વ્યવહાર સુવ્યવસ્થિત રીતે ચલાવવા–લખવાનાં થયાં, ત્યારે ધીમે ધીમે ગદ્ય સાહિત્યનો આરંભ થવા માંડયો. પદ્ય અમુક શબ્દોમાં અવર્ણનીય ભાવ ઉત્પન્ન કરી શકે છે. ગદ્યમાં એવી શક્તિ ઘણે થોડે અંશે જોવામાં આવે છે. પદ્ય કર્ણપ્રિય છે, ગદ્ય વાચ્ય છે. આ સર્વ છતાં પદ્યમાં માનવ–જીવનની લાગણીઓનો આવિર્ભાવ છે; ગદ્યમાં માનવ–જીવનના મહાન પ્રશ્નોની ધૂંચનો ઉકેલ છે.

**કલાનું એક અંગ:**

સાહિત્ય માનવ–જીવનને શબ્દોમાં ઊતારે છે, એટલું જ નહિ પરંતુ માનવ–જીવનને સુવ્યવસ્થિત કરવામાં પણ અગત્યનો ભાગ ભજવે છે. જેમ ચિત્રકાર પીંછી અને રંગની મદદથી અદ્દ્ભુત ચિત્ર આલેખે છે, શિલ્પકાર આરસ અને ટાંકણાંની મદદથી સુંદર ભાવ ઉત્પન્ન કરે છે, તેમ કવિ અને ગદ્યકાર શબ્દોની સુંદર ગોઠવણી કરીને ઉત્તમોત્તમ ભાવનાઓને પોષી સૌન્દર્યપૂર્ણ શબ્દમૂર્તિ ઊભી કરે છે, અને

પોતાની મહેનત સાર્થક કરે છે. કલાનો નિયમ સૌન્દર્ય ઉત્પન્ન કરવાનો છે; અને સૌન્દર્યપૂર્ણ રસાત્મક શબ્દમૂર્તિ ઊભી કરવામાં આવે છે ત્યારે તે કલાનું અંગ છે એમ સપ્રમાણ કહેવામાં આવે છે. વળી સાહિત્યમાંથી મળી શકતો આનંદ સર્વને માટે એકસરખો જ છે.

કલાનાં સર્વે અંગોમાં અનુકરણ અને અનુસરણ સામાન્ય રીતે જોવામાં આવે છે; પરંતુ કવિની કવિતામાં અગર ચિત્રકારના ચિત્રમાં મૂળ વસ્તુનું પ્રતિબિંબમાત્ર તો નથી જ. કલાકાર 'વસ્તુનિર્દેશ' સૃષ્ટિમાંથી મેળવે છે એ વાત ખરી, પરંતુ તે વસ્તુને પોતાની કલ્પનાની ગહનશક્તિથી પુનર્જીવિત બનાવે છે, એ ભૂલવાનું નથી. કલાકાર તે માટે પોતાની શક્તિ ખર્ચે છે, અને મૂળ વસ્તુને પોતાની ઇચ્છાનુસાર ફેરવી આનંદ માણે છે. નિર્જીવ વસ્તુને સજીવ બનાવવા તે સમર્થ છે.

**પદ્ય :**

**वाक्यं रसात्मकं काव्यम्** એ કાવ્યની ઘણી વ્યાખ્યાઓમાંની એક છે. જો વાણીમાં રસ હોય તો તેમાંથી કાવ્ય બને, અને રસાત્મક વાકયરચના હોય તો સૌન્દર્યનાં ઝરણાં વહે. પદ્ય એ કાલ્પનિક અગર ઐતિહાસિક, સુંદર અને રસાત્મક શબ્દ અને ભાવરચના છે. કલાકારના અંતરમાં અનંત તરંગરંગ સિંચાય અને કલ્પનાનું દિવ્ય ચિત્ર ઉદ્ભવે ત્યારે સૃષ્ટિને સ્વર્ગમય બનાવવાને પણ કલાકાર શક્તિમાન્ હોય છે. એ સ્વર્ગની વાંચ્છના કયો પુરુષ ન રાખે? જ્યાં સદા સર્વદા અખંડ 'પ્રેમલ જ્યોતિ' ઝગમગતી હોય, વસંત ઋતુ સિવાય બીજી ઋતુઓ જાણવામાં પણ ન હોય, એ સ્થાનનું

સ્વપ્ન પણ કોને ન ગમે ? કલાકારને આ સર્વ સાધ્ય છે. વિશુદ્ધ કલાકાર તો સૃષ્ટિથી પર છે; તેની દૃષ્ટિ સદા સૌન્દર્યની શોધમાં જ વિચરે છે.

પદ્યની શબ્દરચના ઘણે ભાગે પોતાની મેળે જ વહેતી હોય છે. તેમાં થોડા શબ્દોમાં ઇષ્ટ ભાવનાઓ તથા લાગણીઓ અને આવેશોનું શબ્દચિત્ર ચિતરવામાં આવે છે. જ્યારે કવિ કોઇ વીર–રસ–પૂર્ણ કાવ્ય વર્ણવે છે ત્યારે શબ્દો ઘણા. સમૂહમાં અને શાર્યસૂચક, વપરાયેલા માલુમ પડે છે; પરંતુ જ્યારે કોઇ કરુણ દૃશ્યનો ચિતાર આપવામાં આવે છે, ત્યારે શબ્દો હૃદયદ્રાવક, દયાજનક અને અસરકારક શૈલીમાં ગોઠવાયલા જણાય છે. ઉપમા, ઉત્પ્રેક્ષાદિ, અર્થાલંકારો, પ્રાસાનુપ્રાસ, યમક વગેરે શબ્દાલંકારો પણ સ્થળે સ્થળે સાહિત્યના સૌન્દર્યમાં કારણભૂત બને છે. આ સર્વ કવિને કુદરતી રીતે જ આવી મળે છે. વળી પદ્યમાં ગેયતા તો હોય છે જ, અને આ ગેયતા લાવવાને માટે કવિને કંઇક અંશે પોતાની શક્તિનો વ્યય તો કરવો જ પડે છે. પદ્યમાં ગેયતા હોવાથી કવિ અસંબંધ પદ્યને વૃત્ત અગર છંદનું સ્વરૂપ આપી સુંદરતર બનાવી શકે છે, અને તેને અમુક નિયમમાં રાખે છે.

**પદ્ય અને પ્રતિભા :**

કવિતા કવિના હૃદયનું અને માનસનું ચિત્ર છે. કાવ્ય ગમે તે વસ્તુ ને વિષય લઇને યોજાયું હોય તોપણ કવિની પ્રતિભાશક્તિ પ્રદર્શિત કરવાને સમર્થ હોઇ શકે. મનુષ્યમાં કવિત્વશક્તિનો અંશ હોય છે, પણ જો તે શક્તિને સૃષ્ટિગાન કુદરતાવલોકન આદિવડે નૈસર્ગિક રીતે કેળવવામાં

આવી હોય તો તે શકિત ખીલી ઉઠે છે, અને તે મનુષ્ય, જો કે કવિ ન હોય છતાં પણ સહૃદયી વાચક તો અવશ્ય બને જ. કવિની પ્રતિભા કાવ્યમાં સહૃદયી વાચકની દૃષ્ટિ આગળ તરવર્યાં કરે છે. અને ઘણીવાર એમ પણ બને છે કે કાવ્ય કરતાં કવિની પ્રતિભાશકિત જ વધારે અસરકારક નિપજે છે. જ્યારે કવિની પ્રતિભાશક્તિની સંપૂર્ણ પ્રભા વાચકને આંજી નાંખે છે ત્યારે વાચક કવિનાં કાવ્યોમાંથી સંદેશ ઘણી સારી રીતે ઝીલી શકવાને સમર્થ થાય છે.

ગદ્ય :

ગદ્ય પદ્ય કરતાં કેટલેક અંશે જૂદું છે. ગદ્યમાં સામાન્ય વિગતો અને સાધારણ લાગણીઓ ઉતારવામાં આવેલી હોય છે. ગદ્યસાહિત્ય મુખ્યત્વે વિવેચનાત્મક હોય છે, પરંતુ તે પદ્યના જેટલી અસર ઉપજાવી શકે એમ નિઃશંક કહી શકાય નહિ. ગદ્યસાહિત્યમાં વીરરસપૂર્ણ લખાણો લખવામાં આવે છે, તે સુંદર હોય છે, અસરકારક હોય છે, શૌર્યપૂર્ણ હોય છેઃ તેની કલ્પના તો કવિહૃદયની જ હોય છે. ગદ્ય હમેશાં વિચારપૂર્વક લખાયલું હોય છે, અને તેમાં પદ્યની માફક કંઇ ખાસ નિયમો હોતા નથી; આ ખાસ કારણને લીધે ગદ્યમાં ભાંજગડ નથી હોતી. સીધું, સાદું, વિચારપૂર્ણ અને પદ્યના જેવા નિયમોથી મુક્ત તે ગદ્ય. પરંતુ ગદ્યને માટે પણ અમુક નિયમો તો યોજવામાં આવેલા જ છે.

પદ્ય, ગદ્ય કરતાં જૂનું છે છતાં પણ ગદ્ય જેટલું ઉપયોગી છે તેટલું વ્યાવહારિક દૃષ્ટિએ જોતાં પદ્ય ઉપયોગી નથી જ. વળી વ્યાપાર ઉદ્યોગમાં કંઇ પદ્યનો ઉપયોગ થતો નથી ત્યાં ગદ્યની જેટલી કિંમત છે તેથી અર્ધી પણ પદ્યની હશે કે કેમ







એ શંકાસ્પદ છે, તેમ છતાં પણ પદ્યમાં જેમ વીરરસપૂર્ણ-કરુણરસપૂર્ણ સાહિત્ય છે તેમ ગદ્યમાં પણ છે જ. એટલે વ્યાવહારિક દૃષ્ટિએ જ ગદ્યની કિંમત આંકવાની નથી, પરંતુ સાહિત્યમાં ગદ્યનું સ્થાન તપાસવાથી જ ગદ્ય-સાહિત્યની ખરી કિંમત થઇ શકે.

ગદ્ય-સાહિત્યમાં લોકવાર્તાઓ, દંતકથાઓ, દેશદેશના ઇતિહાસો, નિબંધો વગેરે ઘણી જાતનાં લખાણોનો સમાવેશ થાય છે: અને આ સર્વ ધ્યાનમાં લેતાં ગદ્યસાહિત્યની પદ્ય સાહિત્ય જેટલી જ ઉપયોગિતા જણાઇ આવશે.





# ભારતવર્ષનું અદ્‌ભુત કલાચાતુર્ય

પ્રત્યેક જાતિની કલા એની માનસિક ભાવના અને ધ્યેયનું પ્રતિબિંબ છે. કલાને જાતીય જીવન સાથે ગાઢ સંબંધ છે. "સાહિત્ય સંગીત કલા વિહીન" પુરૂષની ગણના "સાક્ષાત પશુ"માં કરવામાં આવી છે. વાસ્તવિક રીતે કલા માનવ સભ્યતાની ઉન્નતિની ઉચ્ચતમ સ્થિતિ છેઃ તથા એનાથી સર્વોચ્ચ માનવીય આકાંક્ષાઓ અને આદર્શોની ખરી પરીક્ષા થઇ શકે છે.

ભારતીય સભ્યતા, આદર્શો કે અન્વેષણને માટે ભારતીય કલા-વસ્તુ, સ્થાપત્ય, અને ચિત્રકલા-ને આદર્શોનું અન્વેષણ આવશ્યક છે. પરંતુ એ ભૂલવું ન જોઇએ કે દરેક જાતિના આદર્શ ભિન્નભિન્ન હોય છે. દેશ, કાલ અને સાધારણ ભૌગોલિક પરિસ્થિતિને લઇને વિભિન્ન જાતિઓની મનોવૃત્તિ પણ જુદી જુદી હોય છે. આવાં આવાં કારણોથી એટલું તો સ્પષ્ટ જ છે કે જે જાતિની કલાના સિદ્ધાંતો સમજવા હોય તે જાતિની મનોવૃત્તિપર પૂરૂં ધ્યાન રાખવું જોઇએ. આથી બધાય દેશોની કલાઓની તુલના એક ત્રાજવે કરવી ઇષ્ટ નથી.

ભારતીય સભ્યતાનું પ્રધાન લક્ષ આધ્યાત્મિક છે. એ અધ્યાત્મના વિષયની છાપ એના જીવનનાં સર્વ અંગોમાં દૃષ્ટિગત થાય છે; સાહિત્ય, સંગીત, કલા, વિજ્ઞાન આદિ સર્વ વિષયોમાં એ છાપ પડેલી છે. મિ૦ જેમ્સ કઝિન્સ તો વળી એટલે સુધી કહે છે, કે ભારતમાં ધર્મ એ જીવનનું

એક અંગ નથી ગણાતું, કિન્તુ એનું જીવન જ ધર્મમય છે— અર્થાત્ ભારતમાં કલા અને ધર્મમાં જેટલી અધિક પ્રીતિ રહી છે એટલી કદાચિત્ સૃષ્ટિના અન્ય દેશોમાં નહિ હોય. અન્ય દેશોમાં તો કલાનું ધ્યેય જીવનના પાર્થિવ આનંદની તૃપ્તિમાં જ સમાયલું છે. ત્યાં કલાની ગણના વિલાસની સામગ્રીમાં થાય છે, પરંતુ ભારતીય જીવન ધર્મમય રહ્યું છે. આધ્યત્મિક ઉદ્દેશથી જ ભારતમાં કલાનું અવલંબન કરવામાં આવે છે. ધર્મ એ કલાની ચાલક શક્તિ છે. દાખલા તરીકે અજંતાનાં ગુફામંદિરો તપાસો : ઇતિહાસજ્ઞોને ખબર હશે કે એ મંદિરો લગભગ સાત-આઠસો વર્ષો સુધી બરાબર રહ્યાં છે. એની રચનાનું મૂળ કારણ બુદ્ધદેવપ્રતિ લોકોની પ્રગાઢ ભક્તિ હતી. એની ચાલક શકિતના પ્રભાવથી એ કઠિન કાર્ય માત્ર સોએક વર્ષમાં પૂર્ણ થઇ શકયું હશે. એ મંદિર તૈયાર કરવામાં કેટલાયે ભકતભિક્ષુઓએ સતત પ્રયાસ કર્યા હશે. તેઓએ તે કાર્ય કેવા ધર્મભાવથી કર્યું હશે એ વિચાર કરવા જેવી બાબત છે. જરા તેઓનાં ઉત્કટ પરિશ્રમ, અજેય અધ્યયવાસ, અદ્‌ભુત ઉત્સાહ અને અનુપમ હસ્તલાઘવનું અનુમાન તો કરો! એ સર્વ તેમની અસીમ ભકિતનું જ પરિપકવ ફળ છે.

આ મંદિરોની સફળ કારીગરી જોઇને કેટલાયે લોક આશ્ચર્યચકિત થઇ જાય છે. વળી એ ગુફામંદિરોની અંદર જે સુંદર ચિત્રો આંકવામાં આવ્યાં છે, તે તો ઘણા જ પરિશ્રમ અને હસ્તકૌશલ્યથી થયું હશે. આ સર્વ તૈયાર કરવામાં ચિત્રકારોને કેટલી કઠિનતા પડી હશે, એ વિચાર કરવાથી સ્પષ્ટ થશે. તાત્પર્ય એ છે કે આ ગુફાઓને કલાની દૃષ્ટિથી

કાપી કરી એમાં ચિત્રો કોતરવાને માટે અદમ્ય અધ્યયવાસ, અથાગ પરિશ્રમ તથા સાહસ, અદ્દભુત હસ્તકૌશલ્ય અને અભૂતપૂર્વ ધાર્મિક ઉત્સાહની ખાસ આવશ્યકતા હતી. કેવળ પાર્થિવ વાંછા અને તિત્તેપણાની પ્રેરણાથી એવું ચમત્કારપૂર્ણ કાર્ય કદાપિ સમાપ્ત ન થઇ શકે. આ ઉપરાંત ગ્વાલિયરરાજ્યનો બાગ, દક્ષિણમાં **સીતાવનવાસનું** ગુફામંદિર એ સર્વ પણ એ જ પ્રકારનાં છે. આ દષ્ટાંતોથી સ્પષ્ટ થાય છે કે ભારતીય ચિત્રકલાની સંચાલિકા શક્તિ ભારતવાસીઓની આધ્યાત્મિક ભાવના જ છે.

ભારતીય કલામાં આધ્યાત્મિક ભાવનાઓની જે વિલક્ષણતા દશ્યમાન થાય છે, તેનો પાશ્ચાત્ય કળામાં સર્વથા અભાવ છે. અન્ય દેશીયકળા અધિકતર સામૂહિક પર્યવેક્ષણ અને પ્રયોગને માટે હોય છે. યૂનાની મૂર્તિઓની સ્થાપના સાર્વ-જનિક સ્થાનોમાં થાય છે. એનું નિર્માણ પણ સામૂહિક ઉપયોગના ઉદ્દેશથી થાય છે, પરંતુ ભારતીય કલા ભક્ત, મુમુક્ષુ અને ઉપાસકના ધ્યાનની અને શ્રદ્ધાની સામગ્રી છે; એમાં એકાન્તભાવ પ્રાધાન્યપદ ભોગવે છે.

ભારતીય કલાનું ધ્યેય આધ્યાત્મિક હોવાથી એમાં બાહ્ય જગતના પ્રતિબિંબની ઝલક નથી હોતી, એનો પ્રધાન સંબંધ અન્તર્જગત સાથે છે. પાશ્ચાત્ય કલાને વ્યક્ત જગત સાથે અત્યધિક સંબંધ છે. કિન્તુ ભારતીય કલાનું ક્ષેત્ર અવ્યક્ત જગત છે. આમ કહેવાથી એમ નથી માનવાનું કે ભારતીય ચિત્રકાર અથવા મૂર્તિકાર વ્યક્ત અર્થાત્ બાહ્ય જગતના ચિત્રણથી અપરિચિત હતાઃ અજંતાનાં ચિત્રો હાથી-ગુફાની

મૂર્તિઓ આદિમાં સાધારણ જીવન સાથે સંબંધ રાખનાર અનેક સ્ત્રી–પુરૂષો, પશુ–પક્ષીઓ, અને લતા–વૃક્ષાદિનાં ચિત્રો પણ વિદ્યમાન છે. આમ છતાં તેઓનું હૃદય બાહ્ય પ્રકૃતિઓને પ્રતિબિંબિત કરનાર દર્પણ રૂપ નહોતું. **सर्वं खल्विदं ब्रह्म** એ તો તેઓનો ખાસ સિદ્ધાંત હતો, પરંતુ બાહ્ય સૃષ્ટિથી તેઓ કદાપિ ઉદાસીન રહેતા નથી.

આ દૃષ્ટિબિંદુથી ભારતીય કલા પ્રધાનતઃ સાંકેતિક છે. સ્થાપત્ય, વસ્તુ, ચિત્રકલા, આલેખ્ય, સંગીત, નૃત્ય આદિ સર્વ કલાઓ આધ્યત્મિક આવશ્યકતાઓની પરિપૂર્તિને નિમિત્તે માનવામાં આવે છે. ભારતમાં "કલાને નિમિત્તે કલા" (Art for the sake of art) એ સિદ્ધાંત ઘણે ભાગે માન્ય રાખવામાં આવ્યો નથી. ભારતવાસીઓ કલાને સ્વતંત્ર તથા અનિયંત્રિત રૂપ દેવા નહોતા ઇચ્છતા; તેઓ તો ઉપર જણાવ્યા પ્રમાણે કલાને ભક્તિ તથા ઉપાસનાનું સાધન માનતા.

ભારતીય કલાને સંપૂર્ણ રીતે નહિ સમજી શકવાથી કેટલાક પાશ્ચાત્ય કલાવિદો ભારતીય કળાને કળાના યોગ્ય સર્વ અર્થથી ઉતરતી સમજતા. તેઓ કહેતા કે ભારતમાં અસલી કલા તો જણાતી જ નથી. તેઓ ભારતીય ચિત્રવિદ્યાને શી રીતે જાણી શકે ? એ નિન્દાથી ભારતીય કલાની નિંદા તો નથી જ થઇ; પરંતુ નિન્દા તો અવલોકનકારના એક–દેશીય અને સંકૂચિત જ્ઞાનની જ થઇ ! ભારતીય કલાને **'બાલકની રમત'**–Child's play જેવી કહેવી એ કહેણ ઉપહાસ્યાસ્પદ છે. ભારતીય કલાને યથાર્થ રીતે સમજવાને માટે ભારતીય ધર્મ અને દર્શનના સિદ્ધાન્તોનું

જ્ઞાન અત્યાવશ્યક છે. ભારતીય મનોવૃત્તિ અને ભાવનાઓ સમજ્યા વિના ભારતીય કલાનો સંપૂર્ણ આનંદ અનુભવવો એ અસંભવિત વાત છે. વેદો, ઉપનિષદો, પુરાણો આદિમાં ધાર્મિક સંકેતિકતાનું પ્રાધાન્ય છે. ત્રિમૂર્તિ ક્ષીરશાયી ભગવાન કમલાસનસ્થ ચતુરાનન, ત્રિલોચન કૈલાસવાસી શિવની કલ્પના આર્યોની કલાશીલ પ્રતિભાનું પરિણામ છે.

અજંતાનાં ચિત્રોથી ભારતીય કલાનો એક બીજો સિદ્ધાંત સ્પષ્ટ થાય છે. એ ચિત્રોમાં રંગોનો પ્રયોગ તો અવશ્ય કરવામાં આવ્યો જ છે; પરંતુ ભારતીય ચિત્રકારો ચિત્રમાં રંગમિશ્રણ કરવાનું કાર્ય ગૌણ માનતા હતા. તેઓનો ખરો આદર્શ **પ્રદર્શન** હતો અને તેથી જ કેવળ રેખાઓની સહાયતાથી પણ ચિત્રોમાં અજબ ભાવ વ્યક્ત કરવામાં આવતો. માત્ર હાથની આંગળીઓના હાવભાવ-પરથી હૃદયનો ભાવ વ્યકત કરવો એમ કુશળ ચિત્રકા-રોએ કરી બતાવ્યું છે, વર્તમાન બંગાળી શૈલીનાં ચિત્રકારનાં ચિત્રો પણ એ જ પદ્ધતિનાં જોવામાં આવે છે.

વળી ભારતીય ચિત્રોમાં એક વિશેષતા છે, ચિત્રકારોની દૃષ્ટિ કેટલે અંશે વ્યાપક તથા દૂરદર્શી હોય છે એ વાત જૂનાં ચિત્રો જોવાથી યથાર્થ રીતે સિદ્ધ થાય છે. વસ્તુતઃ ભારતીય કલામાં બાહ્ય પ્રકૃતિનાં ચિત્રણને ગૌણ સ્થાન મળ્યું છે. ભારતીય કલાના સિદ્ધાન્તાનુસાર સૌન્દર્ય બાહ્ય જગતમાં ગણવામાં નથી આવતું; પરંતું એનું આરોપણ આપણા અંત-રાત્મા દ્વારા જ બાહ્ય જગતમાં થાય છે. આથી કરીને ભારતીય કલાનું શરીરશાસ્ત્ર, સાધારણ શરીરશાસ્ત્રથી સ્વતંત્ર છે. એ પાર્શ્વ દૃષ્ટિના સાધારણ નિયમોને વશ નથી, કિન્તુ એ તો







આધ્યાત્મિક જીવનની ભાવનાઓને સાંકેતિક રૂપમાં વ્યક્ત કરે છે. એ આધ્યાત્મિક જીવનની તૃપ્તિને માટે છે, વિલાસિતા કે ઉદ્દીપન નિમિત્ત નથી. ભારતમાં કલાને અને ધાર્મિક જીવનને અત્યંત ગાઢ સંબંધ છે; એટલે કલાની ઉન્નતિ ધાર્મિક જીવનની ઉન્નતિની સાથે જ થઇ શકે છે. આ વાત પ્રાચીન ઇતિહાસોએ બરાબર સિદ્ધ કરી છે અને ભવિષ્યમાં પણ એમ જ થશે.




# ચિત્રકલા

કલાની ઉત્પત્તિ મનુષ્યોના સૌન્દર્યબોધથી થઇ. મનુષ્યમાં સૌન્દર્યબોધ સ્વાભાવિક છે. બાળક પણ સુંદર વસ્તુ જોઈ આકર્ષાય છેઃ પરંતુ સૌન્દર્ય શું છે, તે બતાવવું સહેલું નથી. વળી એ પણ ખરૂં છે કે એક જ વસ્તુ અમુક દૃષ્ટિએ ઘણી સુંદર ભાસે અને બીજાની દૃષ્ટિએ કુત્સિત લાગે. વ્યક્તિગત રૂચિ ન લઇએ તો પણ જણાય છે કે અમુક પ્રદેશના લોકો જેને સુંદર કહે તે જ વસ્તુને બીજા પ્રદેશના લોકો સાધારણ માને. વળી કાળક્રમે પણ સૌન્દર્યમાં માનવદૃષ્ટિએ વિભિન્નતા ભાસે છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે સૌન્દર્ય એ કાલ અને પરિસ્થિતિવડે મર્યાદિત છે; એનું કારણ એ જ છે કે સૌન્દર્ય એક માનસિક અવસ્થા છે, એ કોઇ વસ્તુમાં નથી, પરંતુ મનુષ્યના મનમાં જ છે.

એક વિદ્વાનનું કથન છે કે ધર્મ એ જ સર્વ લલિત કલાઓનું મૂળ છે. મનુષ્યે આજસુધી કલાઓમાં જે ઉન્નતિ કરી છે તે તેમના ધાર્મિક ભાવોની પ્રેરણાથી થઇ છે. હવે વિચારણીય પ્રશ્ન એ છે કે ધર્મની ઉદ્‌ભાવના સાથે સૌન્દર્યને શો સંબંધ છે? આ જાણવાથી સ્પષ્ટ થશે કે સૌન્દર્યની અનુભૂતિને માટે ભિન્ન ભિન્ન કલાઓની સૃષ્ટિ ઉત્પન્ન થઇ, તથા એ કેવળ મનુષ્યોની એક ધાર્મિક અવસ્થા સૂચવે છે.

**'सत्यं शिवं सुन्दरम्'** એ લોકોક્તિ પ્રસિદ્ધ છે. વળી

અંગ્રેજીમાં પણ કવિ કીટ્સની 'Truth is beauty' એ ઉક્તિ ઘણી પ્રસિદ્ધ છે. જે અસત્ય છે તે સુંદર નથીઃ આ કેટલે અંશે સત્ય છે? સંસારમાં જે જે સત્ય છે તે તે સૌન્દર્યમય હોય છે? આથી ઉલટું, જે મિથ્યા હોય છે તે ઘણી વેળાએ વધુ સુંદર હોય છે. 'ડુંગરા દૂરથી રળીઆમણા' અનુસાર જ્યાંસુધી પહાડોનું સત્યરૂપ નથી જણાતું ત્યાંસુધી તે સુંદર અને રમણીય ભાસે છે. પાસે જઇને તેનું યથાર્થ રૂપ જોઇએ છીએ કે તરત જ પૂર્વભાવ નષ્ટ થઇ જાય છે. આ કારણથી કેટલાક લોકોની એવી માન્યતા છે કે સૌન્દર્ય કેવળ કાલ્પનિક છે–મિથ્યા છે.

મનને જે ગમ્યું તે સુંદર; અનંત સમુદ્રની નિલિમા, સંધ્યાકાલની લાલિમા, અભ્રભેદી પર્વતોની શૃંગમાલા, આદિ જોઇ મનુષ્યને તે સુંદર લાગે છે, પરંતુ જ્યારે તેને સંસારના વૈભવથી વિરક્ત હોય ત્યારે જ. મન પ્રફુલ્લ હોય ત્યારે મૂક પ્રકૃતિ પણ નિશ્ચલ શોભાયમાન લાગે છે, અને ભાવનામય ભાસે છે.

કુદરત સત્યનું રૂપ મનાય છે. પ્રકૃતિના રાજ્યમાં જે કંઇ ઇન્દ્રિયગોચર હોય છે તે સત્ય કહેવાય છે. સાધારણ લોકો ઇન્દ્રિયથી અનુભૂત ન હોય તેવી વસ્તુઓને સત્ય કહેવાનું સાહસ કરી શકતા નથી. પરંતુ એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે પ્રકૃતિના અંત ઇન્દ્રિય–ગોચરોમા જ નથી હોતા. પોતાની સામે કોઇ રોગિષ્ઠ મનુષ્યને જોઇ કેટલાક લોકો ઘૃણાથી મોં ફેરવે છે; પરંતુ કેટલાકનાં હૃદયમાં એવા મનુષ્ય જોઇ દયા ભાવનો સંચાર થાય છે, અને તેની સેવા કરવા પણ તત્પર થઇ જાય છે. દુષ્ટ વસ્તુના દર્શનથી સાધારણ

મનુષ્યોના હૃદયમાં ઘૃણા અને ભયના ભાવ ઉત્પન્ન થાય છે, પરંતુ એ તો કવિતાનો એક પ્રધાન વિષય મનાયો છે.* બિભત્સમાં સૌન્દર્યનું દર્શન કરવું એ કલાની કુશળતા છે. તાત્પર્ય એ છે કે સૌન્દર્ય વસ્તુગત નથી, પરંતુ કેવળ મનની અવસ્થા છે. કલા-કોવિદોનો ઉદ્દેશ મનુષ્યોની માનસિક અવસ્થાને ઉન્નત કરવાનો છે, અને સર્વ ધર્મોનો પણ એવો જ ઉદ્દેશ છે.

અજન્તાની ગુફાઓ ભણી નજર કરો. સ્પેનની ઉત્તરમાં અલ્ટામીરા નામની પુરાણી ગુફાઓ છે. આ સ્થળોએ કેટલાંયે રંગીન ચિત્ર આંકેલાં છે. વિદ્વાનોનો મત છે કે આ ચિત્રો હજારો વર્ષનાં જૂનાં છે. આ ચિત્રો આંકવા માટે તે વખતના મનુષ્યોએ આટલો બધો પરિશ્રમ શા માટે લીધો હશે? શું એ અંધશ્રદ્ધાનું અને અંધ વિશ્વાસનું પરિણામ હશે? સંભવ છે કે ચિત્રરચના મૂર્તિપૂજાની માફક ધાર્મિક વિશ્વાસનું પરિણામ હશે, અથવા લલિત કલાઓની રચનાથી જે આનંદ મળે છે તે મેળવવા ચિત્રાંકણ કરવામાં આવ્યું હશે. આ તો કલાનો એક માત્ર ઉદ્દેશ છે. વિશ્વ સાથે મનુષ્યનો સંબંધ, મનુષ્યને ભાસતું વિશ્વનું રૂપ, વિશ્વની આનંદપ્રદ સામગ્રીઓ, સુખદુઃખનો અનુભવ આદિ પ્રકાશિત કરવાની ચેષ્ટાઓ મનમાં ઉદ્દભવે છે. માનવજીવનના આ પ્રકારની ભાવનાઓ વ્યક્ત કરવા માટે કલાની સૃષ્ટિ હોય છે. જીવનના સંબંધમાં કલા-કોવિદની જેટલી અભિજ્ઞતા રહે છે—વિશ્વાસ રહે છે તે જ આપણાં ચિત્રોમાં પ્રગટ થાય છે.

*કાર્લ લ:—'Our Sweetest Songs are those that tell of saddest thoughts.'

અહીં ચીનની ચિત્રકલા વિષે કંઇક લખવું ઉચિત છે. ચીનની સભ્યતા ઘણી પ્રાચીન છે. પ્રાચીનકાલમાં પણ એના કલા–કૌશલ્ય માટે એ વિખ્યાત હતું. ચીનની ચિત્રકલામાં એક જાતિની વિશેષતા છે, અને એ વિશેષતા તે ચીનની ચિત્રકલાની જ સંપત્તિ છે.

યુરોપમાં લોકોની એ ધારણા થઇ ગઇ છે કે કલાનો જન્મ મનુષ્યની સ્વાભાવિક અનુકરણ પ્રવૃત્તિનું ફલ છે. પરંતુ આ ધારણા ભ્રમમુલક છે. એમાં સંદેહ નથી કે અનુકરણમાં પણ એક વિશેષ સુખ છે, પરંતુ જે સુખ સ્વતંત્ર કૃતિમાં છે તે અનુકરણ કરવામાં નથી, અને જે હોય તેની નકલ કરવાથી મનુષ્યને તૃપ્તિ થતી નથી, નકલ કરીને મનુષ્ય શોચે છે કે આ તો હતું જ, એમાં અમારૂં કર્તૃત્વ શું છે? અમારે તો જગતને અમારૂં સ્વતંત્ર અર્પવું છે.

**ચિત્રોનો પ્રાણ આકૃતિ નથી, પરંતુ આકૃતિમાં ચિત્રનો પ્રાણ રહે** છે. આકૃતિ એક ઉપાયમાત્ર છે, જે વડે ચિત્રકાર પોતાનો ઉદ્દેશ વ્યક્ત કરે છે.

પાશ્ચાત્ય ચિત્રોમાં પૂર્ણતાની અને ચિત્રકારોની પ્રવૃત્તિ ખૂબ લક્ષિત હોય છે. આ કારણથી ચિત્રની સર્વ બાબતો ચિત્રમાં જ ખતમ થઇ જાય છે; પરંતુ ચીની ચિત્રકારોમાં આ પ્રકારની પૂર્ણતાનો અનાદર છે. એ લોકોનું કથન છે કે **જ્યાં પૂર્ણતા છે, ત્યાં અંત છે–મૃત્યુ** છે. આથી ચીનનાં ચિત્રોમાં એટલી શૂન્યતા ભાસે છે. ચીનના ચિત્રકારોને વિશ્વની જીવન–શક્તિને મનુષ્યની પ્રકૃતિમાં સ્ફુટ કરવાની આવશ્યકતા સમજાતી નથી, તેમણે ભગવાનની કલ્પના ગતિ

અથવા **શકિતરૂપમાં** કરી છે. જીવનની અપરિવર્તનીય ગતિમાં હમેશાં નિયત પરિવર્તન થાય છે. આ પરિવર્તનને તેઓ ગ્રહણ કહે છે. ચીની ચિત્રોમાં આ દશ્ય વારંવાર આંકવામાં આવે છે: કોઇ કવિ જલપ્રપાતની શોભાનું વર્ણનીય અવલોકન કરતો હોય. આ દશ્ય તેઓને ઘણું પસંદ પડે છે. જલ-પ્રપાત જ જીવનનું સ્વરૂપ છે. એમાં વારંવાર પરિવર્તન થયા કરે છે; પરંતુ જોવાથી ખાત્રી થતી નથી, કે જલધારામાં કોઈ પ્રકારનું પરિવર્તન થયું હશે. જે ગતિને શેષ નથી, જે અનંત અને શાશ્વત છે, તેમાં જ અંતર્ગત થઇને ચીનના લોકો પરમાનંદ લાભ પ્રાપ્ત કરે છે.

ચીની દશ્યાંકણ કલાપર સ્વીડનના એક વિદ્વાને નીચે પ્રમાણે સંમતિ આપી છે:—

જો એક જ શબ્દમાં કોઇ ચીનની દશ્યાંકણ કલાની વિશેષતા કહેવા માગે તો તે શબ્દ **'અનંત ભાવના'** છે. ચીનનાં દશ્ય ચિત્રોમાં આવી ભાવનાનું ઝરણુ વહે છે અને તેમાં સાંસારિક બંધનોની ઉન્મુકિત, કલ્પનાની અભિવ્યકિત અને અન્તરાત્માની વિશ્વચિંતા સૂચિત થાય છે. ચીની ચિત્રોમાં પ્રકૃતિનું બાહ્ય રૂપ અંકિત નથી. કિન્તુ અંતઃકરણપર તે દશ્યની જેવી છાપ પડે છે, તેની છાયા ચિત્રમાં આલેખવામાં આવે છે. એમાં વસ્તુ વિશેષનો ઉદ્દેશ આત્મામાં લીન થઈ જાય છે અને ફરી અંતર્જીવનમાં મુક્ત થઇને વિશેષ પ્રભાન્વિત થઇ કલારૂપે પ્રકટ થાય છે.

# મેઘદૂત અને કાલિદાસ

કાવ્ય એ જ કવિનું જીવન છે. સ્વાનુભવરસિક અને સર્વાનુભવરસિક, પ્રત્યેક કવિનો આત્મા પોતાના કાવ્યમાં નિવાસ કરે છે. કોઇપણ કવિનું વાસ્તવિક રૂપ જાણવું હોય તો તેનાં કાવ્યોનું અવલોકન કરવું, એ અત્યાવશ્યક છે. આ પ્રમાણે અવલોકન કરવાથી કવિના જીવનચરિત્ર સંબંધી પણ થોડુંઘણું અવશ્ય જાણવાનું મળે છે. કવિના સુખ-દુઃખનો અનુભવ અને કવિની લાગણીઓ, એનાં કાવ્યો ધ્યાનપૂર્વક અધ્યયન કરવાથી બરાબર માલુમ પડે છે.

મહાકવિ કાલિદાસ વિષે ઘણી ચર્ચા થઇ છે, પરંતુ હજુ સુધી એ ચર્ચાને નિશ્ચિતરૂપ આપવામાં આવ્યું નથી. મોટા મોટા વિદ્વાનોમાં પણ એમના સ્થિતિકાળ સંબંધી ઘણો મતભેદ છે. કેટલાક એમને વિક્રમાદિત્યના સમકાલીન માને છે, ત્યારે કેટલાક એમને રાજા ભોજના સભાકવિ તરીકે ઠરાવે છે. હજી એમની જન્મભૂમિનો પણ પત્તો લાગ્યો નથીઃ કોઇ માળવા કહે છે, તો કોઇ વળી કાશ્મીર બતાવે છે. અસ્તુ. નીચે મેઘદૂતના જ આધારપર એમના જીવન વિષે કાંઇક ઝાંખી કરાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે.

કાલિદાસે ઘણાં નાટકો અને કાવ્યો રચ્યાં છે; પરંતુ એમનું જીવનવૃત્તાંત જાણવાને માટે તો 'મેઘદૂત' ઘણું જ ઉપયોગી થઇ શકે. મહાકાવ્ય અને નાટકમાં કવિનું કલ્પના-ક્ષેત્ર સંકૂચિત રહે છે અને કવિ પોતાના હૃદયના ઉદ્ગારોને




તેમાં સારી રીતે અને સંપૂર્ણપણે વ્યક્ત કરી શકવાને સમર્થ નથી. એ જ કારણથી **रघुवंश** અને **अभिज्ञानशाकुन्तल** કવિનું જીવનવૃત શોધવા માટે નિરૂપયોગી મનાય છે. 'મેઘદૂત'માં કવિની કલ્પના યથેચ્છ વિચરે છે, અને કવિના મનોવિકાર સંપૂર્ણપણે લક્ષિત થાય છે.

કાલિદાસનો સ્થિતિકાલ નિર્ણય કરવામાં કેટલાક વિદ્વાનોએ કવિના ગ્રંથોમાંથી ગુપ્તવંશના નરેશોનાં નામ ઉદ્ધૃત કરી એમ સિદ્ધ કરવાની ચેષ્ટા કરી છે કે કાલિદાસ ગુપ્તવંશીય રાજાઓના શાસનકાલમાં વિદ્યમાન હતા. મેઘદૂતમાં પણ એક એવો શ્લોક છેઃ—

**तत्र स्कन्दं नियतवसतिं पुष्पमेघी कृतात्मा**
**पुष्पासारैः स्नपयतु भवान् व्योमगंगा जलार्द्रैः ।**
**रक्षाहेतोर्नवशशिभृता वासवीनां चमूना**
**मत्यादित्यं हुतवहमुखे सम्भृतं तद्धि तेजः ॥**

કહેવાય છે કે આ શ્લોકમાં કવિએ શ્લેષવડે સ્કન્દગુપ્તની પ્રશંસા કરી છે. ઐતિહાસિક તથ્ય એમ છે કે કુમારગુપ્ત એક વેળા વિપત્તિમાં આવી પડ્યો હતો, ત્યારે યુવરાજ સ્કન્દગુપ્તે એના શત્રુઓનો પરાભવ કરીને વંશગૌરવનો ઉદ્ધાર કર્યો હતો. આ વખતે એ માલવામાં વિદ્રોહદમન કરવા માટે ગયો હતો. કાલિદાસે ઉક્ત શ્લોકમાં એનો ઉલ્લેખ કર્યો છે.




કાલિદાસે શા ઉદ્દેશથી મેઘદૂતની રચના કરી છે?

**तेनार्थित्वं त्वयि विधिवशाद् दूरबन्धुर्गतोऽहम्**
**यांचा मोघा वरमधिगुणे नाधमेलब्धकामा ॥**

આ પંક્તિઓ ઉપરથી એમ માલુમ પડે છે કે કાલિદાસ જ્યારે વિપન્નાવસ્થામાં હશે ત્યારે આ પ્રમાણે લખ્યું હશે. વળી આગળ કહે છે કે:—

**न क्षुद्रोऽपि प्रथमसुकृतापेक्षया संश्रयाय**
**प्राप्ते मित्रे भवति विमुखः किम्पुनर्यस्तथोच्चैः ॥**

અર્થાત્ જેણે પહેલાં કંઈ ઉપકાર કર્યો હોય તેના આવ્યાથી નીચ પણ એનો આદર સત્કાર કરે છે, પછી ઊંચાઓનું તો કહેવું જ શું?

મેઘદૂતમાંથી આવા ભાવવાળાં બીજાં પણ અવતરણો આપી શકાય. આ અવતરણ સૂચવે છે કે કાલિદાસ કદાચ વિપત્તિમાં આવી પડવાથી એમના કોઈ પરિચિત રાજા પાસે આશ્રય માટે ગયા હોય અને એની તુષ્ટિ માટે આ પ્રમાણે રચના કરી હોય.

ઉપર એક શ્લોકમાં સ્કન્દગુપ્ત વિષે ઇશારો કરવામાં આવ્યો છે. સ્કન્દગુપ્ત પણ વિક્રમાદિત્યના નામથી પ્રસિદ્ધ હતા. જો ઉપર્યુક્ત અનુમાન યથાર્થ હોય તો એમ કહી શકાય કે સ્કન્દગુપ્તને માટે પણ કાલિદાસે મેઘદૂતની રચના કરી હોય. સંભવે છે કે નીચેનાં ચરણમાં સૂર્યદ્વારા પણ એનાપર લક્ષ દેવાયું હોય:

**दृष्टे सूर्ये पुनरपि भवान् वाहयेदध्वशेषम्**
**मन्दायन्ते न खलु सुहृदामभ्युपेतार्थकृत्याः ॥**

કાલિદાસ વિષે ઘણી કિંવદન્તિઓ પ્રસિદ્ધ છે. આ ઉપરથી એમ માલુમ પડે છે કે કાલિદાસ પહેલાં મૂર્ખ હશે;

પાછળથી દેવીની આરાધના કરી એમણે અલૌકિક કવિત્વ-શક્તિ પ્રાપ્ત કરી હશે. મેઘદૂત એકલું જ પુરવાર કરી આપે છે કે કાલિદાસ મહાન વિદ્વાન કવિ છે. ભિન્નભિન્ન શાસ્ત્રોમાં પણ તેઓ નિષ્ણાત હતા. સંગીત અને ચિત્રકલાનાં તત્ત્વો જાણવા ઉપરાંત એવા કૃતિક સૌન્દર્ય માટે એમને ઘણો પ્રેમ હતો. સ્ત્રીઓને સુવર્ણાલંકારોથી સજ્જિત કરવા કરતાં પુષ્પા-લંકારોથી શણગારવા એ કાલિદાસને વધારે પસંદ હતું એમ નીચેના શ્લોક ઉપરથી જણાય છે:–

हस्तेलीलाकमलमलके बालकुन्दानुविद्धम्
नीता लोध्रप्रसवरजसा पाण्डुतामानने श्रीः।
चूडापाशे नवकुरूबकं चारुकर्णे शिरीषम्
सीमन्तेऽपि त्वदुपगमजं यत्र नीपं वधूनाम् ।

કાલિદાસનું પ્રકૃતિનિરીક્ષણ પણ વિલક્ષણ છે. અમુક ઋતુમાં કેવાં ફૂલ ખીલે છે, કેવાં પક્ષીઓ નજરે પડે છે, એ સર્વ બાબત કાલિદાસે સુંદર રીતે વર્ણવી છે. આવાં વર્ણનો વડે અનુમાન કરી શકાય કે કાલિદાસનો બાલ્યકાલ ગામમાં જ વ્યતિત થયો હશે. એમણે ગ્રામીણ સ્ત્રીપુરૂષોનું ઘણું સરલ અને આબેહૂબ શબ્દચિત્ર આલેખ્યું છે. સંભવ છે કે એમની જન્મભૂમિ માળવા અગર એની આસપાસ એટલામાં જ હશે.

આ ઉપરાંત કાલિદાસે મેઘદૂતમાં કેટલાયે દેશો, નગરો, પર્વતો આદિનું વર્ણન કર્યું છે. ભારતવર્ષની તે સમયની ભૌગોલિક સ્થિતિનું કાલિદાસને કેટલું સરસ જ્ઞાન હશે એ

તો આ વર્ણનો વાંચવાથી જ ખાત્રી થશે. એમનાં વર્ણનો એટલાં બધાં સુંદર અને વિશદ છે કે જાણે એમણે જાતે જોઈને જ આલેખ્યાં હોય એમ લાગે છે. સંભવિત છે કે આ માટે કદાચ એમને દેશપર્યટન પણ કરવું પડયું હોય.

કાલિદાસને પોતાની કવિત્વશક્તિ માટે જરા પણ અભિમાન નહોતું. એ વિદ્વાનોની સંમતિનો આદર કરતા હતા. એમનું કથન છે કેઃ **अपरितोषाद्विदुषां न साधुमन्ये प्रयोगविज्ञानम्** એમને જીવનના પ્રારંભમાં અવશ્ય શંકા થઈ હશે કે લોકો કદાચિત્ એમની કૃતિને નવીન સમજીને સત્કારે નહિ. આ ભાવ એમણે **मालविकाग्निमित्र**માં વ્યકત કર્યો છે.

**पुराणमित्येव न साधु सर्वम्**
**न चापिकाव्यम् नवमित्य वद्यम् ।**
**सन्तः परीक्ष्यान्यतरद् भजन्ते**
**मूढः परप्रत्ययनेय बुद्धिः**

અર્થાત્ પ્રાચીનતાથી પણ કોઈનો આદર થતો નથી, અને નવીનતાથી નિન્દા નથી થતી. વિદ્વાન પુરૂષ પરીક્ષા કરીને જ સારૂં ગ્રહણ કરે છે. તોપણ મેઘદૂતના પાઠથી એમ માલુમ પડે છે કે કાલિદાસના કોઈ પ્રતિસ્પર્ધી પણ હતા. એવા લોકોને માટે પણ એમણે લખ્યું છે કેઃ

**ये संरम्भोत्पतनरभसाः स्वांगभंगाय तस्मिन्**
**मुक्ताध्वानं सपदिशरभा लंघयेयुर्भवन्तम् ।**

तान्कुर्वीथास्तुमुलकरका दृष्टिपातावकीर्णान्
के वा नस्युः परिभवपरं निष्फलारम्भयन्ताः ॥

કાલિદાસને એમના નિન્દકોની જરા પણ પરવા નહોતી. એમને પોતાની કવિત્વશકિતપર સંપૂર્ણ વિશ્વાસ હતો. તોપણ એમણે લખ્યું છે કે:—

अन्तः सारं धन तुलयितुं नानिलःशक्ष्यति त्वाम्
रिक्तः सर्वो भवीत हि लघुः पूर्णता गौरवाय ।

કેટલાક વિદ્વાનોનું મત છે કે કાલિદાસ શિવમાર્ગી હતા. આ નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ, પરંતુ એટલું તો સત્ય જ છે કે મેઘદૂત એમની અગાધ શિવભકિત પ્રકટ કરે છે. વળી કેટલાક લોકોની એમ પણ માન્યતા છે કે કાલિદાસનું ચારિત્ર્ય શુદ્ધ નહોતું. આ માન્યતા ભુલભરેલી છે. મેઘદૂતમાં તે વખતના સમાજનું જેવું ચિત્ર આંકવામાં આવ્યું છે તે ઉપરથી તો એમ બરાબર માલુમ પડે છે કે તે સમયે લોકોમાં વિલાસિતા ખૂબ પ્રસરેલી હશે. વળી શરાબ અને અતિરિકત દુરાચારિણી સ્ત્રીઓનો પણ તે સમયે અભાવ નહિ હોય એમ જણાય છે. પરંતુ મેઘદૂતમાં યક્ષ અને યક્ષપત્નીનો પવિત્ર પ્રેમ જે પ્રમાણે વર્ણવવામાં આવ્યો છે તે ઉપરથી 'કાલિદાસ દુશ્ચારિત્ર્ય હતા' એ માન્યતામાં વિશ્વાસ કરવો એ તદ્દન અનિષ્ટ છે.

सूर्यापाये न खलु कमलं पुष्यति स्वामभिख्याम्

એવું કથન દુશ્ચારિત્ર્ય કવિના હૃદયમાંથી નીકળતું તદ્દન

અસંભવિત છે. માટે એ શંકાને જરા પણ સ્થાન નથી. કાલિદાસને સુખમાં અને આનંદમાં રહેવું ઘણું પસંદ હતું.

**नीचैर्गच्छत्युपरी च दशा चक्रनेमिक्रमेण**

જણાવે છે કે કાલિદાસનો ઘણોખરો સમય સુખમાં જ પસાર થયો હશે.*

---

*અર્જુનલાલ પુન્નલાલ બખશીનો આ વિષે એક લેખ, તથા બીજી અન્ય વિગતો ઉપરથી ઉપરનો લેખ તૈયાર કરવામાં આવ્યો છે—લેખક

# મહાકવિ ભાસ

**મ**હાકવિ **ભાસે** સંસ્કૃત સાહિત્યમાં લગભગ વીસ સુંદર નાટકો ઉમેર્યાં છે, પરંતુ દુર્ભાગ્યે તેમાંનાં સાત નાટકોનો કંઇ પત્તો લાગતો નથી; છતાંય આપણને જે તેર નાટકો પંડિત ગણપતિ શાસ્ત્રીની અથાગ મહેનતને પરિણામે મળી શકયાં છે, તેને માટે તો એ વિદ્વાન શાસ્ત્રીનો અને ત્રાવણ-કોર સરકારનો આપણે આભાર માનવો જ રહ્યો. સાંભળ-વામાં આવ્યું છે કે ' કિરણાવલિ' એ કવિનું સર્વશ્રેષ્ટ નાટક છે, પરંતુ પ્રસિદ્ધ થએલાં તેર નાટકોમાં ' કિરણાવલિ' નથી એ ઘણી જ દિલગીરીની વાત છે.

**ભાસ**નાં નાટકો વાંચતાં સાધારણ રીતે વાચકને એ ખ્યાલ આવ્યા વિના નહિ રહે કે **ભાસ**નાં નાટકો **ભર**તના નાટયશાસ્ત્રમાં વર્ણવેલા નાટયસાહિત્યના અમુક નિયમોથી મુકત છે; વસ્તુતઃ **ભાસ**નાં નાટકો સંસ્કૃત નાટયસાહિત્યના નિયમાનુસાર જ લખાયલાં હોય, એમ નિઃશંક ન કહી શકાય.

વસ્તુનિર્દેશ, પાત્રાલેખન, દશ્યકાવ્યનો મુખ્ય રસ આદિનું ધ્યાનપૂર્વક પૃથક્કરણ કર્યા પછી કેટલાક લેખકોએ સંસ્કૃત નાટયસાહિત્યને દશ વિભાગમાં વહેંચી નાંખ્યું છે; પરંતુ આ પ્રકારનું પૃથક્કરણ **ભાસ**ના વખતમાં પ્રવર્તમાન નહોતું એમ માલુમ પડે છે. તે સમયમાં નાટયશાસ્ત્રનો આધાર ઘણો થોડો લેવામાં આવતો હશે એમ **ભાસ**નાં નાટકોમાંથી કહી શકાય. એ દશ વિભાગોમાં **ભાસ**નાં કેટલાંક–



જેમાં ચારથી ઓછા અંકો છે તે-નાટકોનો કોઇપણ રીતે સમાવેશ થઇ શકે તેમ નથી. **પંચરાત્રને** **સમવકાર** વિભાગમાં અને **મધ્યમવ્યાયોગને** **વ્યાયોગ** વિભાગમાં મૂકતાં પણ ઘણી જ મુશ્કેલી નડે છે; પરંતુ **દૂતવાકય, દૂતઘટોત્કચ કર્ણભાર** અને **ઉરુભંગ** એ ચાર એકાંકી નાટકોને, એકાંકી નાટકોના પાંચ વિભાગમાંથી કયા વિભાગમાં મૂકવાં તે કહી શકાય તેમ નથી.

**ભાસ**નાં નાટકોને જ પ્રમાણભૂત લઇને સમય નિર્ણય કરવાનો હોય તો એટલું તો તુરત કહેવામાં આવે કે **ભાસ**ની લેખનશૈલી લગભગ બેહજાર વર્ષ પૂર્વેની જણાય છે. **ભાસ**ની પછી થઇ ગએલા નાટયકારોએ વાપરેલા લાંબા સમાસોની વિવિધતા અને કૃત્રિમતા **ભાસ**નાં નાટકોમાં જણાતી નથી. તદુપરાંત **ભાસ**નાં નાટકોમાંથી **પાણિનિ**ના રચેલા વ્યાકરણશાસ્ત્રથી મુકત એવાં કેટલાંક રૂપો મળી આવે છે, અને આ એક સબળ પૂરાવો છે કે **ભાસ** **પાણિનિ**ના પહેલાં અગર તો **પાણિનિ**ના વખતમાં જ થઇ ગયા હશે. કવિ **ભાસ** **પાણિનિ**ના વખતમાં પણ થઇ ગયા હોય; કેમકે એ જ અરસામાં **પાણિનિ**નાં લખાણો–વ્યાકરણશાસ્ત્રના નિયમો–જોઇએ તેટલા પ્રમાણમાં પ્રસાર પામ્યાં ન હોય એ સંભાવિત છે.

**ભાસ**નાં નાટકોમાંનાં પાત્રોનું વાતાવરણ તપાસતાં પણ એમ માલુમ પડે છે કે આર્યજાતિનો સુધારો અન્ય દેશોઓના સુધારાના સંસર્ગ વડે દૂષિત નહોતો થયો તે સમયનું આ લખાણ છે. **ભાસ**નાં પુરૂષપાત્રોમાં શુદ્ધ આર્યત્વનું દર્શન થાય છે. આર્યજાતિ પોતાનું સ્વમાન અન્ય જાતિઓ સામે જાળવતી એ **ભાસ**નાં પુરૂષપાત્રો





સ્પષ્ટપણે સૂચવે છે. તદુપરાંત સાદાં અને નૈસર્ગિક દશ્યો-પણ આપણને સૂચવે છે કે આર્યત્વમાં કંઈક નવીનતા અને શુદ્ધતા છે. **સ્વપ્નવાસવદત્તા**માં એક સંધ્યાનું તપોવન આગળનું દોરેલું ચિત્ર જુઓઃ—

અથવા **પ્રતિમા**માં જલસિંચિત બાલતરૂનું દશ્યઃ

અગર તો **અવિમારક**માં મધ્યરાત્રિનું આલેખનઃ

આ સર્વ તેની સબળ સાક્ષી પૂરે છે.

આ નાટકોનાં મૂલ–નિર્દેશ–ઠુંકાણમાં કહેલાં છે અને તેમાંના ઘણાખરા તો પુરાણમાંથી અગર તો રામાયણમાંથી કે મહાભારતમાંથી ચુંટી કાઢવામાં આવ્યા છે, તેમાંથી કવિને મહાભારત અને રામાયણપ્રતિ વધારે પક્ષપાત હોય એમ લાગે છે. **પ્રતિમા** અને **અભિષેક** એ બન્નેનું વસ્તુ રામાયણમાંથી લેવામાં આવ્યું છે, જ્યારે **પંચરાત્ર, મધ્યમ વ્યાયોગ, દૂતવાક્ય, દૂતઘટોત્કચ, કર્ણભાર અને ઉરૂ-ભંગ** એ છ નાટકો પાંડવકૌરવ વિષયે છે. **બાલચરિતમાં** કંસના નાશ સુધીનાં કૃષ્ણના કાર્યોનો અહેવાલ છે. **પ્રતિજ્ઞાયોગન્ધરાયણ** અને **સ્વપ્નવાસવદત્તા**માં ઉદયન-વાસવદત્તા, ગાંધર્વલગ્ન. તેમને પડેલાં દુઃખો અને છેવટે મળેલા સુખનું સુંદર રીતે બયાન કરવામાં કવિએ ઘણી જ બાહોશી બતાવી છે. આ બન્ને નાટકોનું વસ્તુ એક જ છે, અને એકને બીજામાં ઘણી સરસ રીતે ઓતપ્રોત કરી દેવામાં આવ્યું છે, **ચારૂદત્ત** અને **અવિમારક** એ કવિનાં સ્વકલ્પિત જ હોય એમ સંભવિત છે. જ્યારે કેટલાકો તેને **બૃહત્કથા**માંના અમુક ભાગ ઉપરથી ઉપજાવી કાઢેલાં માને છે.

આગળ વધતાં પહેલાં આપણે જાણવું જોઇએ કે ભાસ કેટલે અંશે પોતાના કાર્યની સફળતા માટે પૌરાણિક ગ્રંથોના આભારી છે. શું તેણે વાલ્મીકિ અને વ્યાસને આધારે-પગલે-જ પોતાનાં નાટકો લખ્યાં છે? અથવા વસ્તુનિર્દેષ બીજામાંથી મેળવી તેણે પોતાની જ કલ્પના-શકિતનો અથવા કાવ્યશકિતનો ઉપયોગ નથી કર્યો? આ બે મુખ્ય બાબતોનો સ્ફોટ કરવો જોઇએ. તેને માટે ટુંકો ટચ જવાબ તો કદાચ આ પ્રમાણે હોઇ શકે. તેની પ્રતિભાશકિત **અભિષેક** અને **બાલચરિત** સિવાય બધાં જ નાટકોમાં ઝગમગી ઉઠે છે.

**પાંડવો** હજી વનમાં હતા; છતાં દુર્યોધનની તેમને અર્ધા રાજ્યથી છૂટા પાડવાની પ્રતિજ્ઞા; કૌરવોની વિરાટો સાથેની લડાઇમાં **અભિમન્યુ**નું ભળી જવું, વિરાટરાજાની કચેરીમાં **અભિમન્યુ** ને પાંડુપુત્રોનું દશ્ય—આ તો શું, પરંતુ આખાયે **પંચરાત્ર** નાટકને મહાભારતની વાર્તા સાથે કંઈ જ સંબંધ નથી એમ કહેવામાં અસત્ય નથી. માત્ર બન્નેમાં પાત્રોનાં નામ જ એકસરખાં છે. **મધ્યમવ્યાયોગ** અને **ઉરૂભંગ** વિષયે પણ એમ જ છે. **મધ્યમવ્યાયોગ**માંની **ભીમ** અને **ઘટોત્કચ** વચ્ચેની ઝપાઝપી **મહાભારત**માં ઉલ્લેખેલી નથી, અને **ઉરૂભંગ**માં ચિતરેલું દુર્યોધનનું ચારિત્ર્ય **મહાભારત**માંના દુર્યોધન કરતાં ઘણે જ અંશે વિરૂદ્ધ છે. અહિં તેને એક શુદ્ધ આર્ય તરીકે આલેખવામાં આવ્યો છે, એક અભિમાની રાજા તરીકે તેણે ગમે તે દુરાચરણો કર્યાં હોય, પરંતુ એક પાપી તરીકે તો તેણે પોતાની ભૂલો માટે ઘણો જ પશ્ચાતાપ કર્યો હતો; આ શું

ઓછું પ્રશંસનીય છે? રણભૂમિ ઉપર તેનો નાશ થતી વેળાએ પાંડવો તરફનો તેનો તિરસ્કાર નાશ પામે છે અને તે પોતાના વિશુદ્ધ અંતઃકરણથી એમ જ ઇચ્છે છે કે પાંડવો કુરુવંશને ખાતર પણ બચવા જોઇએ. તેના મિત્રોએ તેનો ગુસ્સો વધારવાને કૃષ્ણની ઠગવિદ્યાનું તેને સ્મરણ કરાવ્યું, છતાં પણ તે તો તેના પશ્ચાતાપમાં જ અડગ રહ્યો. એ પણ સુંદર કલ્પના છે. દ્રૌપદીની પવિત્રતા ઉપર નિર્લજ્જ હુમલાઓ, અભિમન્યુનું શરમ ભરેલી રીતે રચેલું મૃત્યુ-કારસ્તાન, પાંડવોનો દયાહીન વનવાસ—આ સર્વ બનાવો તેની આંખોમાં ઝળઝળીઆં આણે છે. આ સ્થળે ભાસની પ્રતિભાશકિત સંપૂર્ણ રીતે માલુમ પડે છે. મહાભારતમાં જે દુર્યોધનનું પાત્રાલેખન કરવામાં આવ્યું છે, તેના કરતાં ઘણી જ ઉચ્ચ કક્ષાએ ભાસે પોતાનાં નાટકમાં દુર્યોધનને ચિતર્યો છે.

પ્રતિમામાં પણ આપણે ભાસને પોતાની જ શૈલીમાં જોઇએ છીએ. અયોધ્યાનગરીની બહાર 'પ્રતિમાગૃહ'ની ઉત્પત્તિ, એ અતિ મોહક કલ્પના છે. અહીં આગળ ભરતને રાજા દશરથના મૃત્યુના સમાચાર મળે છે, વળી દશરથના શ્રાદ્ધને આગલે દિવસે રાવણનું સંન્યાસી વેશમાં આવવું; રામચંદ્રજી અને રાવણનું પિતૃશ્રાદ્ધ પરત્વે વિવેચન; પિતૃના બલિદાન તરીકે મારીચનું સુવર્ણમૃગના વેશમાં ત્યાં આગમન; સીતાના હરણની વાત સાંભળતાં ભરતની ચિંતા અને રામને મદદ કરવાની ઇચ્છા; દંડકાવનમાં સમગ્ર સૈન્ય સાથે કરેલી સંધી, અને દંડકારણ્યમાં રામનો પ્રથમ રાજ્યાભિષેક, અને કૈકેયીની ઇચ્છાથી અયોધ્યામાં બીજો

રાજ્યાભિષેક—આ સર્વ કલ્પનાઓ આખી વાર્તાના નાટકીય પ્રસંગોપર ઘણી સારી અસર કરે છે.

હવે **ચારુદત્ત** લઇએ. આ નાટકમાં શુદ્રકના નાટકની પેઠે દસ અંકો નથી; પરંતુ એમાં તો માત્ર ચાર જ અંકો છે. હાલ જે **ચારુદત્ત** (મુદ્રાંકિત) પ્રસિદ્ધિમાં છે તે અપૂર્ણ હોય એમ ઘણાનું માનવું છે; કારણ કે આ નાટકમાં નાયિકાનો અને નાયકનો અંતમાં ભેટો થતો નથી; ચોથા અંકને અંતે નાયિકા પોતાના પ્રેમીની મૂર્તિને આલિંગવાનો નિશ્ચય કરે છે, એટલે **ભાસ ચારુદત્ત**ના વસ્તુનિર્દેશ માટે શુદ્રકનો આભારી હોય એ બિના અસંભવિત લાગે છે. વળી **મૃચ્છકટિક**માં રાજકીય પરિવર્તન વિષે જે પ્રવેશ આવે છે તે વિષે પણ **ભાસ**ના **ચારુદત્ત**માં જરાએ ઉલ્લેખ નથી.

**ભાસ**નાં લગભગ બધાં નાટકોમાં વીરરસ પ્રધાનપદ ભોગવે છે. એ બતાવે છે કે આપણા પૂર્વજોમાં હાલની પ્રજા કરતાં વધારે પુરુષાર્થ હતો. રાષ્ટ્રીય ઇતિહાસમાં કયાં કારણોને લઇ આ પ્રમાણે આપણી કમભાગ્યે પડતી થઈ તે પ્રમાણસહિત જણાવવા આ સ્થળ યોગ્ય નથી માટે તે વાત પડતી મૂકીશું. વધારામાં **ભાસે** શૃંગાર તેમ જ કરુણરસનો પણ સારો ઉપયોગ કર્યો છે. **ઉરુભંગ** એ એક ઘણું જ સુંદર કરુણરસ સંપૂર્ણ આલેખન છે, અને સંસ્કૃત કરુણ નાટકોમાં તે અગ્રસ્થાન પણ ભોગવી શકે એમ માનવું અસ્થાને નથી. હાલના લેખકો શૃંગાર **જેટલો** મર્યાદાહીન બનાવે છે તેવો **ભાસ**નો શૃંગારરસ નહોતો. દાખલા તરીકે **અવિમારક**માં કુરંગીનું વર્ણન જુઓ. અથવા, **વિપ્રલંભ** શૃંગારનો દાખલો પણ **અવિમારક**માંથી જ મળશે.



એ વર્ણનો બહુ જ આકર્ષક છે એ કહેવાની જરૂર નથી.

**ભાસ**નાં દરેકેદરેક પાત્ર વિષે વિગતવાર સૂચન કરવાની કંઇ આવશ્યકતા નથી; પણ એટલું તો ખરૂં જ છે કે **સ્વપ્નવાસવદત્તા**માં **પદ્માવતી**નું અને **પ્રતિમા**માં **સીતા**નું એ બે પાત્રો સ્ત્રીપાત્રોમાં તો ઘણાં સારાં છે. **પંચરાત્ર** અને **ઉરુભંગ**માં જે પ્રમાણે દુર્યોધનને ચિતર્યો છે, તે ઉપરથી તો એમ જ કહી શકાય કે પુરૂષપાત્રોમાં એ એક શ્રેષ્ઠપાત્ર છે. બાલવીરોમાં સુંદરમાં સુંદર પાત્ર **પંચરાત્ર**માંના **અભિમન્યુ**નું છે...અત્રે આટલાં જ પાત્રોનું વિવેચન કર્યું એટલે એમ નથી જાણવાનું કે **ભાસ**નાં બીજાં પાત્રો અરસિક છે. **ભાસ** એ મહાન નાટકકાર છે એ કોઇથી જૂઠું પાડી શકાય તેમ નથી. **ભારતીય નાટકોમાં ભાસ**નાં નાટકોનું ઘણું ઉચ્ચ સ્થાન છે.

આપણા નાટયસાહિત્યના ઇતિહાસમાં—આપણા કેટલાક મોટા નાટયકારોના ગ્રંથોમાં **ભાસ**ની અસર જણાય છે. ગમે તે હો, તેઓએ **ભાસ**માંથી કંઇ ગ્રહણ કર્યું, છતાં પણ તેમાં તેમનું વ્યક્તિત્વ તો જળવાઇ રહ્યું છે. હવે આ બાબતનાં થોડાંક દષ્ટાંતો ટાંકી એને ઉંચે મૂકીશું. **અવિમારક**માં, ઉપરથી આવતા મેઘનાદને સૃષ્ટિ કેવી લાગે છે તેનું **ભાસે** અજબ વર્ણન કર્યું છે.

જે વખતે દુષ્યન્ત હેમકૂટ પર્વતની ટોચ ઉપર સ્વર્ગમાંથી ઉતરે છે તે વખતનું મહાકવિ કાલિદાસના **શાકુન્તલ**માંનું વર્ણન આ સાથે સરખાવી જોવા જેવું છે.

એ બધાં વર્ણનોના ગુણોનું વિવેચન હવે વાચકની ઇચ્છા ઉપર રહેવા દઇ આ લઘુ લેખ સમાપ્ત કરીશું.



સરવરિયાંના નિર્મળ જળમાં,
ફૂલવાડીનાં ફૂલ ને ફળમાં,
ઉજ્જ્વળ મારા હૃદયકમળમાં,
આત્મામૃત લાધ્યાં. *

* આ જ પુસ્તકમાંના 'ઝરણાં' કાવ્યમાંથી

# સુરબાલ

દ્રુતવિલંબિત :

લલિત સાન્ધ્ય સુતેજ શમી જતું,
નયન ઊંડું ઊંચે કંઈ ભાળતું :
ગગનતારક પંક્તિ ઝગાવીને–
ઉર વિષે નવજ્યોત જગાવતું.

પડી રહ્યો સરિતાતટ એક હું,
સમજ ના પડૉ શું નજરે પડયું :
કંઇક ઝાંખી થઇ સુર–બાલની,
ઘડીકમાં હતી—ના હતી એ થઇ.

× × × ×

અનુષ્ટુપ :

મધુરું ઝરણું વ્હેતું : તીરે એક શિલા હતી;
દેવબાલ તહીં બેસી બંસી રમ્ય બજાવતો.

માલિની :

કમલદલશું ખેલે અંગુલિયો નચાવે,
મધુર રવથી વાયુ ગૂઢ ગીતો સુણાવે;
રસિક ઉર નીચોવી આત્મજ્યોતિ જગાવા,
અનુપ રસ વધાવી વિશ્વ બાગે ઝુકાવે.

અનુષ્ટુપ :

વેણુનાદ, વિના માગ્યા વિશ્વ કાજે વહી રહે;
નહિ શું સાંભળે કો એ વ્યર્થ સંદેશ આ જશે ?

વંશસ્થ :

સદા ગવાતાં ત્રિભુગીત વીરલાં,
ખુણેખુણેથી જનને જગાવવા;
બધિર લોકો નવ કાંઇ સુણતા,
સુયોગ્ય મીઠાં ગીત શેં વૃથા થતાં ?

અનુષ્ટુપ :

પ્રભુ આદેશ દે નિત્યે–ભૂલતા લોક–વિશ્વને;
કદાપિ સાંભળે ના તે : અંધ કૂપ વિષે પડે !

વંશસ્થ :

નિવૃત્તિ–પ્રેમી જન કો દીઠો હતો,
ગણાય ગાંડો જગમાં વિમાસતો:
સદાય એ તો લીન ધ્યાનમાં થતો,
ખુણે પડેલો પણ ગાન ઝીલતો.

અનુષ્ટુપ :

ગીતનાં ગૂઢ તત્ત્વોને વિચારે; હર્ષમાં ડુબી,
બંસીના નાદનો ઘેલો સુરબાલ પદે ઢળ્યો.

તા. ૨૭ : ૯ : '૨૭
મંગળવાર

# ભક્તિ અને લક્ષ્મી

માલિની :

અનુપમ વનમાળીની વડી વિશ્વકુંજે,
ગીત નિજ પ્રભુતાનાં ભક્તિ ને લક્ષ્મી ગૂંજે;
સમુજ્જ્વલ દિવ્યજ્યોતિઓ, વસે એ ન પાસે,
ઉભય થકી વડું કો, લોકથી શું કળાશે?

વસંતતિલકા :

ભક્તિ ઉરે ન ધડકે અણુમાત્ર ગર્વ,
ના શત્રુ કો, ત્યમ ન મિત્રઃ સમાન સર્વ;
ભક્તિતણું પૂજન કીધ અનેક દેવે,
સદ્ભાવથી વિરલ માનવી એહ સેવે.

લક્ષ્મી મહા મદભરેલ દિગન્ત ગાજે,
પ્રેરી ભુંડા ષડરિપુ ઘૂમતી સમાજે;
એ દેવીનું રૂપ મનોહર જોઇ-જોઇ,
ભૂલે જનો જીવનધર્મ વૃથા જ મોહી!

મંદાક્રાન્તા :

ભક્તિભાવે સહૃદય થતાં લક્ષ્મી ના સ્નેહ સ્હેતી,
વાંચ્છે ના એ સહજીવન, જે દૂર ને દૂર રૂકેતી;
સર્વાંગે એ મદભર સદા ગંધ જેને ઘણેરી,
ભક્તિને એ અવગણી, સ્વને નિત્ય માને વડેરી.

અનુષ્ટુપ :

ભક્તો લક્ષ્મીતણાયે ના, ભક્તિને કદિ પામતા;
પીડાતા પ્રાણુથી ત્હોયે, બ્હારથી સુખ માણતા!

શિખરિણી :

ઘટાળી કુંજોમાં કુદરત–લીલા પાથરી દીધી,
મળ્યાં ભક્તિ–લક્ષ્મી અકળિત ઘડગે યોગ જ વિધિ;
નિહાળી ભક્તિને ચપળ ચપળા ગર્વથી કહે :
'તુંથી ભક્તિ ! હુને અધિકતર માની જગ ગ્રહે.'

અનુષ્ટૂપ :

ભક્તિની દાસીએ એવે, લક્ષ્મીનાં વચનો સુણી,
સુણાવ્યું: 'ભક્તિની દાસી થાવા વાર ત્હને ઘણી.'
સહ્યું જાગે ન મ્હેણું એ, લક્ષ્મી લાલ થઇ ગઇ;
અને મેળે જ પોતાનાં ગુણગાન કરે નહિ:

વસંતતિલકા :

'હા ! હું જ છું જગત જીવનરૂપ દેવી,
થાતા સુખી જગજનો મુજને જ સેવી;
મ્હારા વિના જીવન નિષ્ફળ સર્વ લાગે,
–મ્હારી જ એક જગમાં જયવેણુ વાગે.'

અનુષ્ટૂપ :

લક્ષ્મીનાં વેણુ સુણીને, ભક્તિ, ધૈર્ય ધરી હ્રદે;
ગાળવા તેહનો ગર્વ, મિષ્ટ વાણી થકી વદે:

શાર્દૂલવિક્રીડિત :

"ત્હારૂં મૂલ હશે ભલે જગતમાં મ્હારૂં પ્રભુ પાસ છે,
મ્હારા 'ભકત' બને ગુણીજન રૂડા, ત્હારા સદા 'દાસ રે';
મ્હારા ભકત અનંત, અક્ષય અને સાચાં સુખો પામતા,
ત્હારા સેવક જેમતેમ જગમાં છાયા સુખો માણતા!"

અનુષ્ટૂપ :

ભક્તિની ભાવના સુણી, લક્ષ્મી ગર્વથી ગાજતી:
'વિશ્વના તાત વિષ્ણુની, પત્ની પ્રિય હું રાજતી!'
એ'વામાં આવતા વિષ્ણુ પિતા પાલક વિશ્વના;
પૂછ્યું-'આજે મચ્યાં બન્ને વિવાદે કયમ દિસતાં?'
ન્યાય વાંચ્છુ ભલાં ભક્તિ, ઝૂકી વિષ્ણુતણે પદે;
'પ્રભુતા પારખો એની' : વાણી વિવેકથી વદે.

વસંતતિલકા :

સંવાદનું રહસ્ય જાણી કથે કૃપાળુ:
'છે પત્ની લક્ષ્મી મમ, ભકિત સ્વરૂપ મ્હારૂં:
લોભે ન સેવક કદિ પ્રિય ભકિતકેરા,
તૃષ્ણા ધરે અધિક સેવક લક્ષ્મીકેરા.

અનુષ્ટૂપ :

ભકિતના ભકતમાં ભાળી, લક્ષ્મીની પરવા નહિ;
ને દાસ લક્ષ્મીજીના યે, ભકિત વિણુ સુખી કહિં ?
ભકિતભ્રષ્ટો ભવાબ્ધિમાં મ્હારાથી ય સુદૂર છે!
ભકિતની સેવપૂજામાં જન્મસિદ્ધિનું પુણ્ય છે.'

પ્રભુને પામવા ભકિત, ભકતોને મન સ્હેલ છે;
દેવના દેવથી દૂર, લક્ષ્મી-દાસ વસેલ છે.

તા. ૨૬-૧૦-૨૪,
રવિવાર

# સીતા અને મંદોદરી

વસંતતિલકા

**મંદોદરી:—**

સીતા ! સુભાગ્ય અમ દર્શન સ્હેજ દીધું,
પાદારવિંદથી પવિત્રિત ધામ કીધું:
છે રત્ન શોભતું સુયોગ્ય સુવર્ણ સંગે,
ઇચ્છા ફળો અસુરનાથતણી ઉમંગે.

કંપાવતી ભુવન લંકપતિની શકિત,
સંતુષ્ટ છે શિવ સ્વયં નિરખી સુભકિત;
તેજસ્વી, સર્વ સુર—ગર્વ-વિદારનાર—
છે મેઘનાદ સુત ઇન્દ્ર-હરાવનાર:

જેને નિહાળી સુરવર્ગની સુંદરીયે,
સ્વર્ગેય મૂર્ચ્છિત થતી અનુરાગ રંગે;
સીતા ! સ્વયં અસુરનાયક એ મહાંત,
યાચે તને પ્રણયથી વરવા તુરંત.

જેણે મહાંધ રિપુવૃંદ રણે હરાવ્યાં,
જેનાં ચરિત્ર બળનાં ભુવને ગવાયાં;
કંપે સમસ્ત જગ જે થકી દિન દિન,
એ વીર રાવણ અહા ! તુજ પ્રેમ-મીન !

સીતા! સ્વયંહૃદયથી કર તું વિવેક!
ક્યાં રામ એ રખડતો તજી રાજ્ય ટેક!
ઉન્મત્ત મસ્ત કરિ કુંભ-વિદારનાર-
ક્યાં કેસરી અહહ! ક્યાં વનનું શૃગાલ!

સીતા! દુરાગ્રહ તજી કરી લે વિચાર.
જાતાં અરે! સમયને નહિ થાય વાર;
સ્હેજે મળ્યું નવલ યૌવન આ રૂપાળું,
લે ભોગવી જીવનનું ફળ તું રસાળું.

જાશે સરી લલિત યૌવનના ઉમંગો,
છે ધર્મ, કર્મ સહુ બુદ્ધિતણા તરંગો;
લે લ્હાવ દે જીવનને રસરાજ છોળે,
શાને વૃથા દુઃખ ધરી ઉર અશ્રુ ઢોળે?

કંદર્પરૂપ અભિષેક ઉરે કરે છે,
મીઠી સુધાકર સુધા અધરે ઝરે છે;
શાને વૃથા વિજનમાં પડી આમ બાલા!
શા આચરે નિજ મનોરથ છેક ઠાલા;

શી ઝંખના ઉર મહિં અવળી ઉથાપી!
સીતા! ન રામ તુજને મળશે કદાપિ:
લે સાચવી સુખતણો મધુરો પ્રસંગ,
લે ભોગવી અસુરનાયક સંગ રંગ.

જે જે મળ્યું સુખ સખિ! બસ એ જ સાચું,
બાકી બધું વિપદ તુલ્ય સદૈવ કાચું;




થાશે પછી સુખતણો સઘળો વિચાર,
જ્યારે અલી! જીવનના તુટશે ય તાર!

સીતા! હવે ન કર તું પળ એક વાર,
લે સાધી સર્વ સુખનો સખિ! સ્વર્ગ સાર!
સૂકાય ના સરસ જ્યાં સુધી રૂપ–ક્યારી,
ધારી તું લે તુજ ઉરે શુભ શીખ મારી.

સીતાઃ—

મંદોદરી! સુણી શિખામણ નીચ તારી,
શાથી થઇ તુજ મતિ પણ હા! નઠારી!
ઝેરી કરાલ કડવા વિષકૂપમાંથી–
મીઠી સુધા રસભરી સખિ! હોય ક્યાંથી?

આપી મને અવળ પંથતણી પ્રતીતિ,
છે દાખવી સહજ તેં નિજવંશ રીતિ;
મંદોદરી! મલિન કજ્જલ શૈલમાંથી–
ધારા સુ કુંકુમતણી ન વહે કદાપિ.

ધિક્કાર આમ વદતાં કડવી કથાને–
તૂટી પડી ન રસના સહતાં વ્યથાને;!
સંભારતાં મલિન કર્મ ન આગ લાગી,
કે વજ્ર કાં તવ શિરે ન પડયું અભાગી!

મંદોદરી! છળ કરી વિષ પીવરાવે,
ધિક્કાર! છેક સતોને સતથી ચળાવે;







છે નાશ ચિહ્ન સઘળું તુજ વંશકેરૂં,
પાપી પ્રચંડ વિષ પાવક બી જ વેર્યું !

મંદોદરી ! સમય એ પણ આવવાનો-
વાવેલ બીજ ફળશે-રસ ચાખવાનો,
દેવત્વને તજી દઇ સહુ માનવીઓ-
ત્યારે થશે જરૂર દુર્મદ દાનવીઓ.

મંદોદરી ! પ્રથમ યૌવનના ઉમંગો,
કામી ઉરે ઉછળશે મદના તરંગો;
તૂટી જશે કુસુમસાયકથી ય વક્ષ,
છૂટી જશે પરમ જીવનનું ય લક્ષ.

આત્મા અનંત અજ આદિ વિહીન તત્ત્વ,
ના દેહમાં કદિ કરૂં મનથી મમત્ત્વ:
આ તો બધું અરર ! કેવળ ધૂમ્રગોટો,
મંદોદરી ! મરણ-જીવન-પ્રશ્ન ખોટો.

મંદોદરી ! તુજ મતિ અવળી ચળી છે,
ના કોઇ આર્યરમણી તુજને મળી છે;
એ જ્યોતિમાં વિષય વૈભવ સંપદા શું-
મંદોદરી ! તૃણસમું જગ ભસ્મ થાતું !




સાવિત્રી પુણ્યસરિતા, દમયંતી દેવી,
શ્રી પાર્વતી પરમ મંગળ જ્યોતિ એવી;
ત્રૈલોક્યનું વિમળ ભૂષણ શું વિચિત્ર !
છે સૂર્યવંશ ગુરૂની ગૃહિણી પવિત્ર.

મંદોદરી ! અરર ! આ જગનું પ્રભાત;
મધ્યાહ્નમાં ગજબ શી પડનારી ભાત !
શે દાનવી મનુજને સુખ શાન્તિ દેશે ?
શે માનવી સુખથકી સખિ ! ઉંઘ લેશે ।

મંદોદરી ! હજી નથી રઘુરાજ જોયા,
તેથી જ તેં અવગણી પ્રભુને વગોવ્યા;
જોયા નથી અનુજ લક્ષ્મણ વીર, બાઇ !
તેથી કરી પતિ અને સુતની બડાઇ.

શી શક્તિ તેં સખિ ! કરી છળ ફાવવામાં ?
એકાંતમાં કપટથી હરી લાવવામાં !
એ પાપનું ફળ તને મળશે જરૂર,
ભેદાઇ ગાત્ર રણમાં પડશે જરૂર.

મંદોદરી ! વિષયલંપટ નાથ સંગે;
દુર્ભાગ્ય તારૂં નિરમ્યું વિધિએ કુરંગે;
મીઠી મૃદુ કમલ કોમલ મલ્લી માળ–
કંઠે ધરી અરર ! કુકકુરને કરાળ !

મંદોદરી ! ગૃહ જઇ સમજાવ નાથ,
નાખે ન પાવક મહિં ફરી આમ હાથ;
છે છેક ટેક મુજ–રાવણ–નાશ થાશે,
કિંવા અહિં રઘુપતિ વિણ પ્રાણ જાશે.

મંદોદરીઃ-

'સીતા ! સતી ! રઘુપતિ તુજ નાથ ધન્ય !
જેને મળી તુજ સમી ગૃહિણી અનન્ય;
તારાં ચરિત્ર જગમાં મધુરાં ગવાશે,
પાપી જનો પણ ભવાંબુધિ પાર જાશે.

બ્હેની ! નથી ઉરમહિં અભિરૂચિ મારી-
કે ભોળવી કુપથમાં લઉં અન્ય નારી;
બ્હેની ! પ્રભુ ઉર તણો મુજ સાક્ષીઃ હા, હા !
એવું વદી જ રડતી દશશિષ-દારા.

તા. ૨૪—૪—૨૫
બુધવાર

# ગિરિરાજને

શિખરિણી

પણે પેલો ઉભો, ઘન ગગનમાં શીર્ષ ઢળતો,
હમેશાં નિશ્ચિંતે, દિશદિશતણાં ગીત ભણતો;
મહા ઉલ્લાસે એ, સકળ જગમાં નિર્ભય રહી,
સદા સત્કારે છે, તરુણ તરુઓને ઉર ચહી.

રમાડે ખોળામાં, વિવિધ પશુ પક્ષી હરખથી,
રમે, નાચે, કૂદે, મુજ હૃદય વાત્સલ્ય નિરખી;
જગાવે બ્રહ્માંડો, કિલકિલ કરી કોયલ સદા,
મયૂરો નાચે: દે, પ્રણય સુખનાં પાન રસદા.

સુણી'તી મેં વાતો 'ગિરિવર મહીં યોગિ તપતા,
વસે છે આત્માઓ, અજબ! જન કલ્યાણ રચતા:'
ફળી આશા શ્રદ્ધા, પરમ મુનીનાં દર્શન થયાં,
અમોલાં બે બિન્દુ, સ્થિર નયનમાંથી સરી ગયાં!

ફળો મીઠાં પાકયાં, પથિક જન જો કોઇ મળતાં–
નિમંત્રી દર્શાવે, નિજ ઉપવને હોય ફળતાં:
સ્મરે છે સ્વપ્નામાં, પ્રકૃતિકવિ કો ભવ્ય કવિતા,
પરંતુ સ્થાપી તેં, તુજ હૃદય જીવંત પ્રતિભા.

તા. ૨૪–૧૨–'૨૭
શનિવાર

# ઝરણુ

ઈંદ્રવજ્રા

ગિરિમહિંથી ઝરણું ઝરે છે,
આનંદહૈયે વહતું વહે છેઃ
દેખાડતું તે રચના અગમ્ય,
ને યાદ આપે પ્રભુતાની રમ્ય.

ઉષા ઉગેથી બહુ તેજ ઉગે–
ને વ્હેણુ ભાગે મધુરા સુરાગે;
ભર્યું સદા વ્હેણુ અમીથકી તે,
કલ્યાણકારી સુપ્રમોદ અર્પે.

થાક્યા વિના એ વહતું સદાયે,
ભર્યું–સદા વ્હેતું તથાપિ થાયે;
એ શાન્તિથી નૃત્ય કરી વહેતું,
ને ભાસતું ખેલતું બાલ જેવું.

સંતોષ આપે ઉરમાં બધાને,
વ્હાલું જ લાગે ઝરણું સદા તે;
હૈયે ન આનંદ સમાય તેને,
**આત્મા વિષે ચેતન દે જીવોને.**

તા. ૧૭–૪–૨૫
શુક્રવાર

# મેઘ

વસંતતિલકા :

ગંભીર વ્યોમપટમાં મદશોર ગાજી—
આષાઢ માસ નિરખી ઘન થાય રાજી;
ઘોરમ્બ, તમ ધરતી ઉપરે છવાયો,
—ને વાયુ દક્ષિણ તણો દશ દિશ વાયો.

રૂંધાઇને પ્રકૃતિ ગર્ભ તણે ધખારે!
શું મેઘ એ જીવન કેરૂં સુભાગ્ય ધારે?
લીલી ધરે લલિત સાડી ધરા ઉમંગે,
જા મેઘ! જીવનસખી રમશે તુ સંગે!

પૃથ્વીતણો શું વિરહાનલ હોલવીને,
ખેંચી લીધો ગરમ બાફ ધરી પ્રીતિ તેં!
વ્હેતી દિસે સુભગ સૃષ્ટિ શું પ્રેમ પૂરે!
વ્હેતાં અમીઝરણુ જીવન–ઉરઉરે!

પાણીભર્યાં પૂરવડે નદીઓ સુહાતી,
આનંદ છોળ ઉછળાવતી, બોધ દેતી—
—સૂકાયલાં જીવનનાં ઝરણાં ઉછાળી,
વ્હેજો પ્રફુલ્લ થઇ જિંદગીને ઉજાળી.

શોષ્યું સમુદ્ર જલ ઉષ્ણ ઋતુ વિષે, જે
દેવું પતાવી હસતાં વિખરાય છે તે;
કર્ત્તવ્ય પૂર્ણ કરીને નિશ માર્ગ લેતો,
**કર્ત્તવ્યભ્રષ્ટ ન થવા શુભ શીખ દેતો.**

તા. ૮–૧૧–૨૬
સોમવાર

# મહાસાગર

( મિશ્ર હરિગીત )

જે મેઘ વૃષ્ટિ લાવતો,
આ સૃષ્ટિને છલકાવતો;
સુખ આપતો,
દુઃખ કાપતો,
એ સૌ પ્રતાપ સમુદ્રનો-
જળ સોશિ લે ગરમી સમે જે મેઘ, તે
છાંટી દઈને શીત કરતો સૃષ્ટિને;
પરમાર્થી જીવન ગાળતો, ના લાભ તેમાં પામતો,
તોય તે પરમાર્થી થઈને મોજ તેમાં માનતો.

અમ્બોધિ ! ત્હારા ઉદરે,
અગણિત રત્ન ભર્યાં ખરે !
અષ્ટ સિદ્ધિ
ને નવનિધિ-
ભર નાવ કંઈ તુજપર તરે:
દેવાસુરે મન્થન કર્યું'તું એકદા,
ને રત્ન તેં સુરલોકને દીધાં તદા:

**ગંભીર રત્નાકર ! મને તુજ એક રત્નની ઝંખના-**
**ઉજ્જવળ કરે જે આત્મને: અભિલાષ પુરજે રંકના.**

તા. ૮ : ૧ : ૨૫
ગુરૂવાર



# સંધ્યા

ડૂબે સૂરજ દરિયાપાર,
અર્પી આશાનો ઉપહાર;
સંધ્યાની સોનેરી પાંખો, સાહેલડી !
લાલ, ગુલાબી, ભૂરો પીળો,
રંગ અનુપમ સારઃ—ડૂબે૦
પશુ પક્ષી સૌ ભેગાં મળતાં,
પરિશ્રમી લોકો પાછાં વળતાં,
સંધ્યાએ થાય દિન ઝાંખો, સાહેલડી
મનહર વાયુ વાતો શીળો,
ત્યાગી પ્રવૃત્તિ—વિહારઃ—ડૂબે૦
ગોધણ ઘાસ વગોળતાં,
ઘંટડી રૂડી રણકાવતાં;
સંધ્યાએ પુરમાં સોંપ્યાં, સાહેલડી !
બંસી વાતા બાળ ગોવાળો,
પ્રભુચરણે છોડી નિજ ભાર :—ડૂબે૦
દેવદર્શને પુરજન ધાય,
મંદિર મંગલ ગીત ગવાય;
સંધ્યાએ અંધારાં અર્પ્યાં, સાહેલડી !
અંધારે તારક ઉજમાળો,
દેખાડે દેવોનાં દ્વાર :
દૈવી પાતો કંઇ પ્રેરણા રસાળ—ડૂબે૦

તા. ૨૬–૨–'૨૮
રવિવાર

# ચન્દ્રિકા

દ્રૂતવિલંબિત:

ધવલ શાન્ત દિસે રૂડી ચન્દ્રિકા,
વિમળ એ સુખદાયી વિલાસિકા;
અમીરસે છલકાવતી સૃષ્ટિને,
ઉર વિષે સુખ દે ભરી સર્વને.
પ્રિય જનો પૂજતા અતિ પ્રેમથી,
અતિથિ એ ગણતા બહુ હેતથી:
જીવનનું સુખ છે ઘણું એહમાં,
નિરસ જીવન ભાસતું એ વિના.
કુદરતી દિસતી તહિં શુદ્ધતા,
પ્રકટ ત્યાં થતી વિશ્વની ભવ્યતા;
મધુર શાન્ત ખરેખર ચન્દ્રિકા,
ધવલ એ કરજો ઉર સર્વનાં.

તા. ૨૬-૭-'૨૫
રવિવાર



# મધ્યરાત્રિએ

નભમંડળમાં મેઘરાજ કરતા સાનંદ વિહાર,
ચપળા નિજ સુકોમળ કરે રચતી એનો શૃંગાર.
એના ક્ષણિક હાસ્યથી આલોકીત બનતો સંસાર,
એ સૌ દેખી હ્રદયમાં થતો, હા ! કયમ હાહાકાર !
સ્મરણ થાય છે એ નેત્રોનું જે છે આવાં ઘોર,
એમાં પણ ક્રીડા આચરતી ચંચળ જ્યોતિ ચકોર.
શી રીત વર્ણવું રૂપ અનુપમ સૌ શોભાનું નૂર,
થશે દર્શન ફરી શું એનું થયો વિધાતા ક્રૂર !
નિદ્રા નહિ અતીવ હતું સુખ–સુખની હવે શી રાહ ?
નિર્મળ વ્હેતો નયનોમાંથી અવિરલ અશ્રુપ્રવાહ ?
થશે અન્ત નિશાનો–રાવ કરી દેશ તમનો નાશ,
પણ શું મુજ હ્રદયના તિમિરમાં ઝગમગશે પ્રભા પ્રકાશ ?
શી રીત ભૂલું એ ચિત્ર તો દેખું વારંવાર,
નષ્ટ થયું સર્વસ્વ, શાન્તિનો થયો હાય ! સંહાર.
હે વિધિ ! એ સૌન્દર્યમૂર્તિ હું પામું કયે પ્રકાર ?
એના વિના સૂકી મારી આ જિંદગી નિસ્સાર.

તા. ૧૩–૧૦–’૨૭
ગુરૂવાર

# પ્રેમ

તોટક:

પ્રભુના પદથી ઝરતું ઝરણું,
મધુરૂં હિસતું રૂડું પ્રેમતણું:
જગમાં જડ ને વળી ચેતનમાં–
પથરાયલું છે સઘળાં સ્થળમાં.

જ્યમ વારિ વહે સરિતાની મહિં,
ત્યમ પ્રેમ વહે જનના ઉરથી;
જ્યમ સાગરમાં સરિતા મળતી,
ત્યમ પ્રેમગતિ પ્રભુશું ઢળતી.

નહિ પ્રેમ, શું હોત કશું જગમાં?
પૃથિવિ લય પામી જતે ક્ષણમાં;
પણ પ્રેમવડે જગબંધન છે,
નહિ પ્રેમવિના ધન્ય જીવન છે.

સુખ પ્રેમીજ દે–દુઃખ પ્રેમીજ દે:
પણ લાગણી એકની એક રહે:
પ્રણયી જનની યદિ જોડ હશે–
સુખદુઃખ સહે દિલ ઐકય–રસે.







જગ-રંગભૂમિપર બાળકડાં,
દિસતાં રમતાં-હરતાં-ફરતાં:
સહુને મુખ દેખી સુહાસ્ય સ્ફુરે,
તહીં પ્રેમ પ્રતીત થતોજ ઉરે.

કંઇ બંધુજનો વિખુટા પડતા,
દિલમાં બળતા દુઃખ સાંભળતાં,
મળવા દિલડાં તલસે બહુ એ,
સુચવે નિજ સ્નેહ અલૌકિક એ.

અરવિંદ ખીલે સરમાંહિ પ્રહણે,
તેજલ રવિરાજતણાં કિરણે;
ત્યમ સુર્યમુખીય પ્રફુલ્લ દિસે,
સુચવે-જડમાં પણ પ્રેમ વસે !

કંઇ પ્રેમ વિના કદિ ના બનશે,
મધુમિષ્ટ અલૌકિક સાધક એ !
જગ પ્રેમવડે પરિપૂર્ણ બની,
પ્રભુ દ્વાર ખુલે પ્રણયી જનથી.

તા. ૧૩-૧-૨૫
મંગળવાર







# દર્શનાતુર

( આશાવરી–ત્રિતાલ )

ઘુંઘટ ખોલ, રસિક અલબેલી !
મુખડું તારૂં જોવા દે. (ધ્રુવ)

વદન–કમળપર વાદળ છાયું
વાદળદળ વિખરાવા દે: ઘુંઘટ૦

નિરખે નયનો આતુર તરસ્યાં,
નયન–તરસ છિપાવા દે: ઘુંઘટ૦

રસિકા ! રસપિપાસુ, ટવળે,
રસઝરણાં સ્થિર વહેવા દે: ઘુંઘટ૦

અંધકારનાં પડળ વિદારી
'પ્રેમલ જ્યોત' ઉઘડવા દે: ઘુંઘટ૦

વસંતનાં સખિ ! વ્હાણાં વાયાં,
મીટ એક મંડાવા દે: ઘુંઘટ૦

પ્રેમ–ભક્તિના પ્રણયમંદિરે,
દૃગભર દર્શન થાવા દે: ઘુંઘટ૦

તા. ૨૪ : ૨ : ૨૮
શુક્રવાર



# ઉરમંડળ

(ગરબી—સોરઠ)

નિર્મળ ભાસે છે ઉરમંડળ સ્નેહાગારમાં રે !
સંપે હારમાં રે !–નિ૰

આનંદઘેલાં નયનો નાચે, પ્રણયામૃતનું પાન જ યાચે;
હૈડાં હેલે ચઢતાં નવરસધારમાં રેઃ સંપે હારમાં રે !–નિ૰

કાલક્રમે નવજ્યોતિ પામે, તિમિર દૂર કરવા વિરામે;
ઐક્ય થતાં હૈયાં સ્નેહે પળવારમાં રેઃ સંપે હારમાં રે !–નિ૰

મિથ્યા ભયને છોડી દીધા, પ્રેમ–ભક્તિના સુમાર્ગ લીધા,
સ્નેહ–સુધા વરસાવીને ઉચ્ચારમાં રે ! સંપે હારમાં રે !–નિ૰

પૂર્ણાનંદે પ્રફુલ્લ ભાસે, ઉછળે ઉર ઊંડા ઉલ્લાસે;
એવા દેહ બૂડે તરતાં સંસારમાં રે ! સંપે હારમા રે !–નિ૰

બાલ્ય–ભાવની પુનિતતાની, આનંદી કેલિ પીછાની:–
ઉરની સ્નિગ્ધ દૃષ્ટિ રે'જો વિસ્તારમાં રેઃ સંપે હારમાં રે !–નિ૰

અધીનતામાં કંઇ ઝુકેલાં, અજ્ઞાની પણ વહાલવાળાં:
રે'જો અખંડ સદા એ સુખસારમાં રે ! સંપે હારમાં રે !–નિ૰

કૃતજ્ઞ થાશે સર્વે હૈયાં, કૃતાર્થ કરશે ભારતમૈયા;
અંતર સર્વે મળતાં જય જયકારમાં રે ! સંપે હારમાં રે !
નિર્મળ સોહાતાં ઉરમંડળ સ્નેહાગારમાં રે !

તા. ૮—૩—૨૬
સોમવાર



## હૃદયવેણુ

શાલિની; મન્દા; સ્રગ્ધરા:

જીવાત્માની સ્નેહની દિવ્ય બંસી,
ધીરે છેડી હર્ષદા સ્વર્ગઅંશી;
એ વેણુની ક્ષણભર ઉરે જાગતી ભાવનાઓ,
ચેતાવી દે તરંગે ઝળઝળિત થતા ઉરના દીવડાઓ.

ધીરે ધીરે સુર પૂરાય ત્યારે;
ઊર્મિ પેઠે ઉર દોડે કિનારે.
જૂની આંખે નિરખી જગને ઉચ્ચ સંદેશ આપે,
સૂકાં હૈયાં ભિંજાવી પ્રણયરસવડે વિશ્વના ભેદ કાપે.

ગૂંથે છે એ વિશ્વને સ્નેહતંત્રે,
મીઠી મીઠી માધુરીને નિમંત્રે;
સ્વીકારીને શ્રમ જીવનના એ કરે મુક્ત દુગ્ધા,
મીઠી દ્રષ્ટે નિહાળી મધુરરસ ભરતી અર્પતાં સ્નેહસુધા.

હૈયે હૈયે ભક્તિ વ્યાપી રહે છે,
પ્રીતિભીનાં ચક્ષુઓ સ્નેહ ઇચ્છે;
એવા એવા ઉર જગવતા કાઢતી સૂર વેણુ,
સીંચે સૌન્દર્ય ભર્યું-હૃદય પટ વિષે-સ્નેહસંગીત ઝીણું.

તા ૨૨ : ૨ : ૨૬
સોમવાર



# ગેબના પડઘા

સારંગ:

પ્રચંડ આત્મના પડછંદ! ગગન ભેદી આવ આંહ્ય,
ગગન ભેદી આવ આંહ્ય,
ગહન ભેદી આવ આંહ્ય;
પ્રચંડ આત્મના પડછંદ! ગગન ભેદી આવ આંહ્ય.
હૃદયકમળ ખીલ્યું જ્યાંય,
બ્રહ્મ-ભ્રમર ગુંજ થાય,
પ્રણયપૂર્ણ વાયુ વાય,
સુમધુર ગાય,
ત્યાંય:
પ્રચંડ આત્મના પડછંદ! ગગન ભેદી આવ આંહ્ય.
પ્રણય આત્મ હો રસવંત! હૃદય ભેદી દર્શ પાવ,
હૃદય ભેદી દર્શ પાવ,
રસિક ભેદી દર્શ પાવ:
પ્રણય આત્મ હો રસવંત! હૃદય ભેદી દર્શ પાવ.
હૃદય—હૃદયશું ખીલાવ,
ઉરે પ્રણય—બીજ વાવ,
ધન્ય જીવનને બનાવ,
રસ રેલાવ,
આવ:
પ્રણય આત્મ હો રસવંત! રસિક ભેદી દર્શ પાવ.

તા ૨૫-૧૨-'૨૫
શુક્રવાર

# સૂની મઢૂલી મારી

લાગી કટાર કારી,
કાતિલ વિષ વાળી;
આલમ જણાય ખારી,
સૂની મઢૂલી મારી !

તારી કરી પ્રતિજ્ઞા,
સાધીશ એકનિષ્ઠા;
ગઇ મુજ તે ખુમારી–
સૂની મઢૂલિ મારી !

જ્યોતિ ગઇ બુઝાઇ
નયને સૂઝે ન કાંઇ:
ઘનઘોર અંધકારી–
સૂની મઢૂલિ મારી !

વસન્ત ! તું વિલાસી
દિશા દશે વિકાસી;
ઉર—વાડીમાં ઉદાસી !
સૂની મઢૂલી મારી !

વ્હાલા વિનાની વીલી,
આ ચન્દ્રિકા શી ખીલી !
સોહાય આશ–વારિ,
સૂની મઢૂલિ મારી !

ઓ, ક્યાં છો ? બતાવો !
પ્રભુપંથિ ! ના સતાવો;
ના, ના; ન હું વિહારી–
સૂની મઢૂલિ મારી !

કરૂં ઉગ્ર હું સમાધિ,
પછી પામતાં પ્રસાદી;
દઉં તેજે શણગારી,
સૂની મઢૂલિ મારી.

તા ૧૫ : ૫ : ૨૭
રવિવાર

# આંસુ ના સારશો રે!

છલકે ચિન્તા તણી છોળો,
આંસુ ના સારશો રે!
ઘૂઘવે દુઃખોદધિ બહોળો,
આંસુ ના સારશો રે!
હૈયું પ્રેમ ભર્યું કદિ ડોલે,
આંસુ ના સારશો રે!
મિત્રો શત્રુ સમા થઇ બોલે,
આંસુ ના સારશો રે!
આશાનો સૂર્ય અસ્ત પામે,
આંસુ ના સારશો રે!
વિપુલ વિજય મળતો વિરામે,
આંસુ ના સારશો રે!
સ્વજન-વિરહથી હૈડાં સાલે,
આંસુ ના સારશો રે!
અકાળ મૃત્યુ ઝડપી ઝાલે,
આંસુ ના સારશો રે!
જન્મી જીવનમાં કંઇ કીધું,
આંસુ ના સારશો રે!
અર્પતાં જીવન, જેણે દીધું,
આંસુ ના સારશો રે!

તા. ૩૦—૧૧—૨૫
સોમવાર

# આત્મબોધ

શંકરાભરણ: *

જાગ જીવડા ! હવે મોહ નિદ્રા તજી,
સમય વહી જાય છે બંદગીનો;
થાય છે-થાય છે-એમ ઉર ધારતાં,
કાળ ઓછો થતો જીંદગીનો:-જાગ૦
વસ્ત્ર નવરંગ ઉમંગ ધરી અંગમાં,
પ્રીતથી સર્વ તેં સજ્જ કીધાં;
વેશ ધાર્યાં વિષે લેશ ખામી નહિ,
સર્વને ગર્વથી જાણુ કીધા:-જાગ૦
માન મનમાં ધરી ધ્યાન મિથ્યા કરી,
ગાન ને તાનમાં ભાન ભૂલ્યો;
સાન તો લેશ નહિ-કલેશ કરી સર્વશું,
દ્વેષ ધરી મૂર્ખતામાં તું ડૂલ્યો:-જાગ૦
રોજ અક્કડ રહી મોજ ફક્કડ ગ્રહી,
મૂર્ખના સંગમાં નિત્ય ફરતાં;
ધર્મ ને કર્મનો મર્મ જાણ્યો નહિ,
શરમ લાગી તને ઇશ સ્મરતાં:-જાગ૦
દીપના તેજ સમ જાણુ સંસારને,
વાયુ વાયા થકી એ બુઝાશે;
સફળ કર જન્મ આ જ્ઞાનના પાનથી,
આત્મ-પરમાત્મનો સંગ થાશે:-જાગ૦

તા. ૧-૧-૨૬
શુક્રવાર

*'શંકરાભરણ' નહિ, પણ 'પ્રભાત'માં જ બરાબર ગવાય છે.
કે. હ.

# પ્રેરણા

અંજની :

વૃક્ષ વેલી ભાસે આનંદે,
પશુ પક્ષી ખેલે સ્વચ્છંદે,
સ્નેહપૂર્ણ સૌ સૌને વંદે:
—સ્નેહે જગ જોતાં !
હંસલ હિંચે જળહીન્ડોળે,
મયૂર મીઠી કેકા ઢોળે,
કમળદળો અમૃત પી ડોલે:
—સૌ કેવાં સ્હોતાં !
સરવરિયાંના નિર્મળ જળમાં,
ફૂલવાડીના ફૂલ ને ફળમાં,
ઉજ્જવળ મારા હૃદયકમળમાં;
—આત્મામૃત લાધ્યાં.
નિર્મળતાના મૂર્તિ જેવી,
જળઘાટે બેઠી વનદેવી,
હસ્ત ગ્રહી નૈવેદ્ય-કટોરી;
—જીવન મુજ જાગ્યાં:
ભિક્ષા કારણ અન્તર ધડકયું,
રંક પાત્ર દેવીપદ અડકયું,
પાત્રે પ્રેરક નૈવેદ્ય ટપકયું,
—પીશું ને પાશું.

તા. ૨૪-૫-૨૭
મંગળવાર

# વસન્તકેલિ

સોરઠ :

કેસર-રંગ્યો કેસુડો ખાખરપર શોભતો રે,
રંગે ઓપતો રે !—કેસર

કોકીલ-કૂજન ચિત્તડું ચોરે,
પ્રણયી જનનું કાળજું કોરે;
મધુર મધુર રસ મ્હોરે આંબો મ્હોરતો રે:
રંગે ઓપતો રે !—કેસર

કટુ લિમ્બના નિકુંજ ઝોલે,
વસંત શીળી છાંયા ઢોળે;
કટુતાને, મધુ મધુરપ છાંટી લોપતો રે
રંગે ઓપતો રે !—કેસર

કુસુમલ કોમળ પાંખડીઓમાં,
રસિયાં જનની આંખડીઓમાં,
ઋતુરાજ અમી-અંજન આંખે આંજતો રે !
રંગે ઓપતો રે—કેસર

અંગે અંગે વસંત બોલે,
કુસુમે કુસુમે વસંત ડોલે;
પ્રેમ—ભક્તિ બીજ અંતરક્ષેત્રે ઓરતો રે:
રંગે ઓપતો રે—કેસર

વિધવિધ રચતી રાસ મઝાના,
નવીન પાઠ શિખે લજ્જાના-
એવી કો નવવધૂનો સ્વામી સોરતો રે:
રંગે ઓપતો રે—કેસર

તા. ૯-૩-૨૮
શુક્રવાર

# માળીને

સુમધુર કલિકા સ્નેહ અનુપમ જે નિશદિન દેખાડે:
માળી ! તેને ડાળીપરથી છૂટી કહે કયમ પાડે ?
સ્નેહ ધરી એને તું પ્રતિદિન કરતો જલનું સિંચન;
અને પછી કયમ ગમતું, સ્હેવું એનું કરૂણ ક્રન્દન ?
હસી હસી હેતે ડાળીપરથી, હૈયું તુજ હસાવે;
દિલભર અરપી પ્રેમપરિમલ જીવન તુજ બહલાવે:
નગણા ! પણ તુજ પાસેથી એ બદલામાં શું પામે !
અંકુરિત કલિકાને છેદી, મન તારૂં વિરામે !
પૂજક–ભકતો સ્નેહ ધરીને પૂજામાં પધરાવે:
દંપતીના પ્રેમલમંદિરે માઝમરાત વિતાવે:
સુરગણના મસ્તક–મુગટપર સર્જાયું જે ચડવા;
અકાળ એને વીંધી, દે શીદ ભાગ્ય ન એનું ઉઘડવા ?

તા. ૨૬–૮–૨૬
ગુરૂવાર

# ફૂલભોગી

ખંડ તોટક :

ભમરા ! ફૂલભોગી રહે ભમતો,
મધુ સત્વ ગ્રહી દિલમાં રમતો;
કલિમાં—કુસુમે ભમતાં—
દિન દિન હસો જ હસો અવિરામ.

રસ મસ્ત રહે ફૂલડે ફૂલડે,
પ્રણયોર્મિ થકી વિકસી દિલડે;
તહિં કિસ્તી કદી શમતાં—
તુજ આત્મ સદાય રહો શૂરધામ.

તુજ અંતરવ્યોમ વિશુદ્ધ હજો,
શઠતાનું ન વાદળ ત્યાં ભમજો;
પલ પ્રીત થકી નમતાં—
પ્રભુનામય પાડ પદો શુભનામ.

ફૂલડે ફૂલડે મધુગંધ ઝરે,
કંઇ પુષ્પ પરિમલ પૂર્ણ ધરે;
હસતાં, ડસતાં—રમતાં—
ફૂલભોગી ! સદા રટજે પ્રભુનામ.

તા ૨૭—૧૦—૨૬
બુધવાર

# રસફૂલડાં

ગરબી :

ફૂલવાડીમાં ખીલ્યાં સુંદર ફૂલડાં,
  મધુર મધુર શી પરિમલ ઉર પથરાય જો !
વહતી જાણે નિર્મળ સંતન ભાવના,
  વસંતકેરા વાયુ વન વન વાય જો !—ફૂલ૦
ફોરે ને ફોરાવે ફૂલ મન-દિલડાં,
  પીને પુણ્યભર પ્રેરક તત્ત્વો પાય જો !
કલરવ કરતી સુરભિ-સરિતા વહી રહી,
  પ્રફુલ્લ આજે અંતર ઉજ્જ્વલ થાય જો !—ફૂલ૦
મુજ ઉપવનનાં ફૂલડાંપરનાં બિન્દુડાં,
  મનહર મુક્તાફળ સમ શું સોહાય જો !
ડોલે વેલી, ડોલે હૈડાં રસે ભર્યાં,
  પુષ્પે પુષ્પે મધુપ ગુંજારવ થાય જો !—ફૂલ૦
સોહે ઉપવન, સોહે માનવ મન્દિરો,
  સોહાવે વળી ભવ-માનવ અવતાર જો !
આહ્લાદક એ પુષ્પો આપણ વીણીને—
  પૂજીએ પૂર્વોદયનો સૂર્યકુમાર જો !—ફૂલ૦

તા. ૧૪-૯-૨૮
રવિવાર

# વાડીનો મોર

સખે ! રાચે શો મોર તરૂકુંજમાં:
સુમનપુંજમાં !
કલ્પનાની પાંખ જેવી કલગી ધરે,
મુકૂટધારી લલિતરાજ નેહે ફરે;
સખે ! રાચે શો મોર તરૂકુંજમાં:
સુમન પુંજમાં !
પાંદડીએ પાંદડીએ મોતી ઠરે,
રજનીનાં વેર્યાં એ જ્યોતિ ચરે;
સખે ! રાચે શો મોર તરૂકુંજમાં:
સુમનપુંજમાં !
નાચે નાચે ને મોર કેકા કરે,
ભોગી—વિયોગીનાં ચિત્તડાં હરે:
સખે ! રાચે શો મોર તરુકુંજમાં:
સુમનપુંજમાં !
ચાંદાં સોહામણાં શા પીંછા પરે,
કળા કરે ત્યાં તેજકિરણો સરે;
સખે ! રાચે શો મોર તરૂકુંજમાં:
સુમનપુંજમાં.

તા. ૫—૧—૨૭
બુધવાર

# રાસડો

( 'ઓધવજી સંદેશો કે'જો શ્યામને'—એ રાહ )

ચંદ્રિકા ને પ્રણય-ચંદ્ર નિજ ચોકમાં,
પ્રેમ–પીયૂષે પૂર્ણું હૃદયનાં પાત્ર જો;
ઉતરે પાવન પગલે જો! આલોકમાં,
શીતરશ્મિએ સમૃદ્ધ કરતાં ગાત્ર જો!
  આવો તો રમીએ સજનિ! રસરાસડો.

મધુમધુરો શો શરદ–સમીર સોહામણો!
ચંદની–ચોકે અનંત રસ રેલાય જો;
અમૃતસાગર અંતરથી ઉછળી રહ્યો,
જીવનવનમાં વસંતવાયુ વાય જો–આવો૦

સજનિ! રજની–સ્વપ્નો ઉર ઊંડાણનાં–
માણીશું, ને લેશું નવલી લ્હાણ જો;
એકબીજાના ભાવ ગહન ઉકેલતાં,
લેશું દેશું સ્નેહ અને કલ્યાણ જો!–આવો૦

સરખી સૌ સાહેલી ગરબે ખેલતાં,
ભાવટ ભૂલી પ્રફુલ્લ કરશું પ્રાણ જો;
જીવનજ્યોતિ જગવીશું રસ રેલતાં,
આલાપીશું આત્મ—અનશ્વર ગાનજો–આવો૦

તા ૨૬ : ૧૦ : ૨૬
મંગળવાર

# પૂર્ણિમા

(રાગ—'હાવાં નહિ જાઉં મહી વેચવા રે લોલ')

સોળે કળાથી શશી શોભતો રે લોલ !
પૃથ્વીએ ઓઢયું ધવલ ચીર,
નવલ ભાવથી રે લોલ :
સાહેલિ! રાસ રસિક ખેલીએ રે લોલ !

ગરબો સૌભાગ્યનું નિશાન છે રે લોલ !
ગરબે રમીશું રૂડી રાત,
મારે આંગણે રે લોલ :–સાહેલિ !

સોળે શણગાર સજી આપણે રે લોલ !
નીતિ—રીતિનાં ગાશું ગાન,
જગતઆંગણે રે લોલ–સાહેલિ !

પ્રીતે-અનસ્ત આત્મ-જીવતાં રે લોલ !
ખેલીશું રસિયાના રાસ,
નેણ નેહડે રે લોલઃ–સાહેલિ !

સ્નેહે સંસાર—નિધિ રેલીએ રે લોલ !
ઝીલીએ ભરેલ ઉંડાં હાસ–
કન્થ—કેવડે રે લોલઃ
બ્હેનો ! આનંદજીવન જીવીએ રે લોલ !

તા. ૨૯ ૧૦' : ૨૬
શુક્રવાર

# રાધારાણી

તીરે તો સખિયોનો વાસ,
સાહેલીઓને ઝુરતી દીઠી રે !
મન્દિરિયે રાધા નિવાસ,
રાધિકા તો લાગે મીઠી રે :
રાધિકાને શિર એક રસની મટુકી,
બીજાંને ખાટી મીઠી ધાર—હાંરે બ્હેન૦ રાધિકા
રાધિકાને પ્રિય પારિજાતકનાં ફૂલડાં,
બીજાંને ગન્ધહીન હાર.—હાંરે બ્હેન૦ રાધિકા
રાધારાણીને રાસ કૃષ્ણસંગ ખેલવો,
બીજાંને ગમતા ગોવાળ—હાંરે બ્હેન૦ રાધિકા
રાધારાણીને શ્યામ નીર માંહી ના'વું,
બીજાંના વરવા વિહાર—હાંરે બ્હેન૦ રાધિકા
રાધારાણીને કૃષ્ણ-રંગ મ્હોલ રાચવું,
બીજાંના એળે અવતાર—હાંરે બ્હેન૦ રાધિકા

૨૦-૫-'૨૮
રવિવાર

# કાલીન્દિને કાંઠડે

(રાગ—'મેંદી રંગ લાગ્યો રે')

નેનન નેહ વરસી રહ્યો, સખિ !
અંતર છલકે ઉલ્લાસ રે;
કાલીન્દિને કાંઠડલે રે:

કાલીંદિને સખિ ! કાંઠડે રે,
ગોપ ખેલન્તા નવરંગ રાસ રે;
કાલીન્દિને કાંઠડલે રે:

વડો ગોવાળીઓ કા'નુડો રે,
વાય વેણુ કદમ્બને ડાળ રે;
કાલીન્દિને કાંઠડલે રે:

શું રે ભર્યું એની બાંસુરીમાં,
જેણે ઘેલા કંઇ કીધા ગોવાળ રે;
કાલીન્દિને કાંઠડલે રે:

ઘેલાં ઘૂમે ગોપ-ગોપિકા રે,
સખિ ! ટાળી દે શુદ્ધ ને બુદ્ધ રે
કાલીન્દિને કાંઠડલે રે:

ઘેલી જાણે ફૂલવાડીઓ, ને
કાંઇ ઘેલાં દિસે તરુવૃન્દ રે;
કાલીન્દિને કાંઠડલે રે

ધેનુ ચરંતી થંભતી ને,
સખિ ! થંભ્યાં કાલીંદિનાં નીર રે
કાલીન્દિને કાંઠડલે રે:

પંખેરુ થંભ્યાં ઊડતાં, ને
પેલો ચંદ્ર થોભ્યો આભ સ્થિર રે
કાલીન્દિને કાંઠડલે રે:

લાગી લાખેણી મોહિની;
એની અદ્દભુત આતમજાળ રે;
કાલીન્દિને કાંઠડલે રે:

ભકિત ને પ્રેમ માંહી ડૂલતાં રે,
પાય અમૃત યશોદાનો બાળ રે;
કાલીન્દિને કાંઠડલે રે:

તા. ૧૧ : ૭ : ૨૮
રવિવાર



## બે બાલગીતો

### કોયલ

આવો, બંધુ ! આવો બ્હેનો !
કોયલ કાળી બોલે છે;
કાળી કાળી, નથી રૂપાળી :
ત્હોય દિલડું ડોલે છે !
જમી જમીને મંજરી મિઠ્ઠી,
મિઠું મિઠું ટૌકે છે;
'વ્હાલી લાગે કોયલ કાળી,'
એવું એવું સૌ કે'છે.
ધ્યાન દઇને સુણો સર્વે
કોયલ કંઈ સમજાવે છે:
" રૂપ રંગ ને ભભક ભૂરકી
કામ ન કાંઇ આવે છે.
કર્કશ વાણી કરે જ હાની,
માટે બોલો મધુરા બોલ: "
સન્દેશો સુણાવી એવો,
ટહૂકડે કરતી કલ્લોલ.

તા. ૧૪-૩-૨૬
રવિવાર



# પોપટ

પોપટ કેવો સારો છે!
રંગે બહુ રૂપાળો છે!

પોપટ પંખી ચતુર સુજાણ;
પઢાવીએ તે ઉચરે વાણ.

'આવો, બેસો' બોલે બોલ;
કરાવતો ટહુકે કલ્લોલ.

વનવાસી પંખીની જાત;
વસાવિયાં પિંજર દિનરાત.

રૂપ રૂડું તેથી સપડાય;
કાગ નહિ પીંજર પૂરાય!

પોપટને પીંજર ના ગમે,
તોપણ લોકો શીદને દમે?

પંખેરૂ પણ પ્રભુનાં બાળ;
ગમે એમને આંબાડાળ.

ખાય, પીએ, ને ઉડે રમે,
પરવશ પિંજરિયું કયમ ગમે?

જે સારૂં તે મારૂં થાય;
એ તો બન્ધુ! અવળો ન્યાય!

તા. ૧૮–૯–૨૭
સોમવાર



# સ્તુતિ

તોટક:

હું અસત્ય પથે પ્રભુ! આવી ચઢયો,
મુજને પ્રભુ! સત્ય પથે લઇ જા;
અતિ ઘોર તિમિર મહીં અથડયો,
પ્રભુ! તેજલ દાન મને દઇ જા.
પ્રભુ! મૃત્યુમુખેથી બચાવી મને,
અમૃતપ્રતિ દોરી જજો જ શિશુ;
વિનવે પ્રભુ! બાળક રંક તને-
દીનયાચક પાસ ન હોય કશું!
દિનબંધુ! સનાતન પૂર્ણ પ્રભુ!
પદપંકજ-સેવન નિત્ય લહું;
તુજ શ્રેય મહીં મુજ શ્રેય વિભુ!
શિખવ્યો ગુરુએ ગુણ એજ અહું.
મુજ અંતર—ચક્ષુ વિલીન થયાં,
કશું ના સુઝતું! કયમ અંધ રહું?
પ્રકટે મુજ આતમજ્યોતિ, પ્રભો!
બસ એટલું હું વરદાન ચહું.

તા. ૨૯—૨—૨૮
બુધવાર



## પ્રકીર્ણ

અંજની : **જાદુ !**

હૈડાં હેતભર્યાં ભાસે છે,
ઢૂંકું ચહું, તવ દૂર ન્હાસે છે;
દૂર ઉડયે, નિરખું 'પાસે' છે,
આ તે શાં જાદુ !



શાર્દૂલ૦ **અવ્યક્ત માધુર્ય**

પૂર્વે ગાજતો ઘેરી આજ ગગને શી ગેબની ઘોષણા !
રેલાતી રસપૂર્ણ નિજ જીવને શ્રીરંગની પ્રેરણા;
આલાપે ઉર-કોકિલા કૂજનથી, ને નાચતા મોરલા,
શ્રદ્ધા, આશ અમોઘ ઓત્ર ઢળતાં, સૃષ્ટિ રચે છે કલા !

